વિવિધ ગ્ર

# સંસારમાં સુખ



પ્રકાશક-સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય.

કાલબાદેવી-મુંબઈ.



જેઠ માસ, સંવત ૧૯૬૭. (વર્ષ પહેલું.)



વિવિધ ગ્રંથમાળા

# સંસારમાં સુ


લખનાર:—વાડીલાલ મોતીલાલ શાહ

અધિપતિ, 'જૈનસમાચાર' 'જૈનહિતેચ્છુ'

'હિંદી જૈનહિતેચ્છુ.' અમદાવાદ.





ગ્રંથકર્ત્તાની ખાસ પરવાનગીથી

આ ચોથી આવૃત્તિની પ્રત ૨૩૦૦

છપાવી પ્રસિદ્ધકર્ત્તા:—અખંડાનંદ.

મંત્રી, સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય; મુંબાઇ.

જેઠ માસ, સં. ૧૯૬૭ (પહેલું વર્ષ.)

કિંમત પોસ્ટેજ સાથે કાચું પૂઠું રૂ. ૦–૩–૦.

પાકું પૂઠું ૦–૬–૦. સોનેરી રૂ. ૦–૧૨–૦.

શ્રી 'સત્યપ્રકાશ' પ્રીન્ટીંગ પ્રેસમાં શા. પ્રેમચંદ નાહાલચંદ

તથા ડાહ્યાભાઈ શંકરાભાઇ ગાંધીએ છાપ્યું.—અમદાવાદ.

# અર્પણ.

---

કાળ જેવા છતાં સ્વાર્થી
'અશ્રદ્ધા'ના જે રાહુઓ
પડછાયો મનુષ્યોના હૃદયપર
અને તે છાકમછોળ સુખના
પ્રકાશને તે હૃદયનો સ્પર્શ જ
થવા દેતા નથી; તે રાહુના
શિરને છેદીને અખીલ
વિશ્વમાં પ્રકાશને
રેલછેલ કરનાર
તે
**મહાન્ આત્માઓને**
**મ્હેમની કૃપાનું આ એક ન્હાનકડું ફળ**
**અર્પણ હો!**

વા. મો. શાહ.



નીઆ એટલી
રસ્તો બતાવવાનું
ગાવામાં વખત વીતા
દીધા જેવું વર્તન ગણું
પિંજણ કરવા જ ઈચ્છતે.
જે છે તે આ છે; દુઃખ
ચરમાં કહો કે સુખના ગ્રમ
જીવતાં જીવત ભોગવાતા નરકમાંથી ખેંચી કહાડનાર
તો દુઃખી થવાજ નિર્માયલો છું' એવા વહેમમાં ભરાઈ બેઠ
માત્રથી 'હું પોતેજ આનંદરૂપ છું' એવો સાક્ષાત્કાર કરાવનાર
દેનાર જડીબુટ્ટી કહો–જે કહો તે એવું કાંઈક 'તત્ત્વ' છે–એવું
અને તે તત્ત્વને–સત્‌ને ઝાંખા રૂપમાં પણ તે હું અહીં ઓળ
આહા ! હું કેવો ભાગ્યશાળી !

આ પુસ્તકની પહેલી આવૃત્તિ મ્હારા સાપ્તાહિક પત્ર 'જૈનરા
ના ગ્રાહકોને આધ્યાત્મિક રમકડાના રૂપમાં ભેટ તરીકે આપવા પ્ર
હતી. ત્યારબાદ બીજી આવૃત્તિની ૨૦૦૦ પ્રતો થોડાજ માસ પછી, સુ
જાણીતા જૈન ગૃહસ્થ શ્રીયુત વસનજી ત્રીકમજીની ફરમાશથી ત્હેમના
ફથી વિના મૂલ્ય પ્રચાર કરવા માટે છપાઈ હતી. અને એકજ મહીના
જાહેર પ્રજાની માગણીને પહોંચી મળવા માટે ત્રીજી આવૃત્તિની ૨૦૦૦
પ્રગટ કરવાની જરૂર જોવામાં આવી હતી. તથા ત્રીજી આવૃત્તિ પ્રગટ
બાદ બેજ માસમાં સસ્તું સાહિત્ય વર્ધક મંડળ તરફથી આ પુસ્તકની એ
આવૃત્તિ પ્રસિદ્ધ કરવાની પરવાનગી માગવામાં આવતાં, લોકહિતનું
સમજી વગર બદલાએ એ પરવાનગી આપવામાં આવી છે.

**વા. મો. શાહ.**

**નિવેદન:**—આઠમા મણકા તરીકેની આ પુસ્તકની પસંદગી, ાશા છે કે, વાંચકોની પ્રિયતા પામશે જ. આ પુસ્તકના લેખક, જાણીતા જૈન સાક્ષર રા. રા. વાડીલાલ મોતીલાલ શાહ એમણે આ પુસ્તક વિધ ગ્રંથમાળાના મણકા દાખલ છપાવવાની રજા પૂર્ણ નિષ્કામ ાવે આપી છે તેમજ પ્રુફ તપાસી આપવાનું કામ પણ તેમણે જાતે ' કરી આપવા તસ્દી લીધી છે તે બદલ અત્ર તેમનો ખાસ આ-ભાર પ્રદર્શિત કરવામાં આવે છે.

**મંત્રી**, સ. સા. વ. કાર્યાલય—**મુંબઈ.**



# સંસારમાં સુખ ક્યાં છે?

## પ્રકરણ ૧ લું.

### દુઃખ.



આધિ, વ્યાધિ અને ઉપાધિ ( અથવા એક શબ્દમાં કહીએ તો 'દુઃખ' ) એ જીંદગીના પડછાયો છે. જ્યહાં જીંદગી છે ત્યહાં તે હોય જ. એવું એક પણ હૃદય નહિ હોય કે જ્હેને દુઃખનો ડંશ નહિ થયો હોય; એવું એક પણ મગજ નહિ હોય કે જ્હેણે ચિંતાના કાળા પાણીમાં ગોથાં ખાધાં નહિ હોય; એવી એક પણ આંખ નહિ હોય કે જ્હેણે ખળખળતાં આંસુ ઢાળ્યાં નહિ હોય. એક પણ એવું ઘર નહિ હોય કે જ્યહાં આધિ, વ્યાધિ અને ઉપાધિ રૂપી શસ્ત્રોથી પોતાનું કામ

દરેક પ્રાણી થોડા યા વત્તા એ
ાત્રને માથે દુઃખો ઝઝુમી રહેલાં છે.
ાદ્દન બચવા ખાતર કે એની અસર
ીઓ અસંખ્ય યુક્તિઓ યોજવા
પૈઠ એ યુક્તિઓ પાછળ દોડે છે.
ત્હેમને એવા સુખમાં દોરી જશે કે જે
ારૂડીઓ અને ગણિકા કે જે શારીરિક મજાહ-
ા પણ **સુખને માટે** જ તે કૃત્યો કરે છે;
મરી પડતો માણુસ કે જે દરેક ચીજ કરતાં એ
નતી ગણે છે તે પણ **સુખને જ માટે** તેમ કરે છે; અને
ના દિલાસો શોધનાર પણ **સુખને જ માટે** તે ક્રિયા કરે છે
સર્વ મનુષ્યોને, જે સુખ તેઓ શોધતા હતા તે સુખ આ-
ણાય છે અને ત્હેમનો આત્મા ઘડીભર, જેમ દારૂના ઘેનથી
ઃખ ભુલી પોતાને બાદશાહી સુખમાં પડ્યો માને છે તેમ,
ાનંદમાં રમતો હોય એમ **દેખાય છે.** પણ અફસોસ! વ્યાધિ
મરે આવી પહોંચે છે; અગર કોઈ મહાન ચિંતા કે લાલચ કે
કટ ગઢ વિનાના ત્હેના આત્મા ઉપર એકાએક ટુટી પડે છે અને
ાનું માની લીધેલું સુખનું **'ચીર'** છેદનભેદન થઇ **'ગાભો'** બને છે.

એવીજ રીતે, શારીરિક આનંદ ઉપર દુઃખની ભારે તરવાર લટકી રહી છે, કે જે કોઇ પળે જ્ઞાનના રક્ષણ વગરના આત્મા ઉપર પડીને ત્હેને ચીરી નાંખે છે.

બાળક મરદ થવા ઝંખે છે; મરદ બાલ્યાવસ્થાનાં સુખો જતાં રહ્યાં તે માટે નિશાસા નાંખે છે. ગરીબ માણુસ નિર્ધનતાની બેડીથી હાથ છોલાતા હોવાથી રડે છે અને શ્રીમંત રખેને ગરીબ થઇ જવાશે એ ડરમાં દુઃખી થાય છે અગર 'સુખ' ના ભ્રમણારૂપ પડછાયાની

શોધમાં આખી પૃથ્વી ઢુંઢે છે.
કે અમુક ધર્મ પાળવાથી, કે અ...
વિચાર સૂઝવાથી **નિર્ભય** સુખ અ...
બીજી જ પળે કોઈ મહાન લાલચ...
છે કે એ ધર્મ લાલચો સામે ટક્કર ઝ...વાની ...
પુરતો નથી; બીજી જ પળે તે ફીલસુફી સરંખટના...
અને બીજીજ પળે તે અમુક વિચાર કે જ્હેમાં...
રમ્યો હોય છે તે વિચારની સાંકળના અંકોડા...
પડી જાય છે અને એ વિચાર ત્હેને કોડી કિંમતનો...

શું ત્હારે દુઃખ અને ચિંતાથી બચવાનો કોઈ... શું એવાં કાંઈ સાધનો છે જ નહિ કે જેથી દુઃખના પા... શું સ્થાયી સુખ, નિર્ભય આબાદી અને કાયમની શાન્તિ માત્ર મૂર્ખ સ્વપ્ન જ છે? ના, એમ નથી. રસ્તો છે; દુઃખને માટે કાપી નાખવાનો રસ્તો છે; દરદ, નિર્ધનતા અથવા અપ્રિય એવી રીતે દૂર કરી **શકાય** કે જેથી તે ફરીથી આવી શકે જ... એવો ઉપાય છે; જાથુની આબાદી પ્રાપ્ત થાય એવી શૈલી છે; ખંડીત અને અંત વગરની સુખશાન્તિ મળે એવી યુક્તિ છે; અને ... રસ્તો આ સુખ આગળ આપણને દોરી જાય છે તે રસ્તાની શરૂઆ... **દુઃખની કુદરત ખરી રીતે સમજવાની શક્તિ** આગળ છે.

દુઃખ **છે જ નહિ** એમ કહેવું અગર દુઃખ સામે આંખો બંધ કરવી એ પુરતું નથી; દુઃખને **સમજવું** જોઇએ. દુઃખ દૂર કરવા પરમાત્માને પ્રાર્થના કરવી તે પુરતું નથી; તે દુઃખ શાથી આવ્યું અને તે ત્હમને શું પાઠ શીખવે છે એ ત્હમારે શોધી કહાડવું જોઇએ. હાથ બેડીથી બંધાયેલા જોઈ ગુસ્સો કરવો, દાંતીઆં કરવાં અને બુમો પાડવી એ કશા કામનું નથી; **શાથી** અને **કેવી રીતે** બેડીઓ

ા જોઇએ. એટલા માટે, હે
તાં અને ત્હને પોતાને ઓળખતાં
સંસારમાં **આડા બાળક** જેવા ન
ાળા ... જોઇએ. **શું** શીખવાની દરકાર ?
ો તે તે બનાવો ત્હને આસ્તે આસ્તે અનુ-
મે લાવવા માટે અને આખરે સંપૂર્ણતાએ
પ સમજી, તે તે બનાવો શું પાઠ ત્હને શી-
ા—જાણવાની દરકાર કર; કારણ કે દુઃખને બરા-
ાવે છે ત્હારે **તે એક હદ વગરની શક્તિ**
**ન જણાશે નહિ,** પણ **માણસના અનુભવનું**
જણાય છે; એટલે કે અનુભવ પામવા માટે આપણું
ાંતર થઇ જાય છે, કે જે રૂપાંતર અમુક કાળ પછી બદ-
છે. જેઓ **શીખવાની** ઇચ્છાવાળા હોય છે ત્હેમને તો એ
પ શિક્ષક રૂપ થઇ પડે છે. **દુઃખ** એ કાંઇ **ત્હમારી**
**ના દૃશ્ય પદાર્થ નથી; એ તો ત્હમારા પોતાના અંતઃ-**
**ણમાંનો અનુભવ છે.** અને ધીમે ધીમે તથા **દૃઢપણે** ત્હમારૂં
તઃકરણ તપાસવાની અને સુધારવાની ટેવથી ત્હમે દુઃખના **મૂળ**
ને દુઃખના **સ્વભાવને** પીછાની શકશો; અને એમ થશે એટલે
છી જે દુઃખનું **મૂળ** અને **સ્વભાવ** ત્હમે જાણી શક્યા તે દુઃખની
**દવા** પણ ત્હમે જાણી શકશો.

સઘળાં દુઃખો **સાધ્ય** છે; મતલબ કે દરેક દુઃખ માટે **ઉપાયો છે;** અને એ કારણથી કોઇ દુઃખ સ્થાયી નથી. દુઃખનું મૂળ અજ્ઞાનતામાં છે; **જુદા જુદા પદાર્થોનો સ્વભાવ અને ત્હેમનો અરસપરસનો સંબંધઃ એ બેના જાણપણાની ખામીને લીધેજ દુઃખ ઉત્પન્ન થાય છે** અને જ્હાં સુધી એ જાણપણાની ખામી

કાયમ રહે છે ત્હાં સુધી દુઃખ પણ કાયમ રહે છે. વિશ્વમાં એક પણ દુઃખ એવું નથી કે જે અજ્ઞાનતાનું પરિણામ ન હોય અને જે, જો આપણે ત્હેનાથી મળતો પાઠ શીખવા ખુશી હોઇએ તો, આપણને વધારે ડહાપણ ન આપે અને પછી પોતે અદ્રશ્ય ન થાય. માણસ દુઃખમાં સડયાં જ કરે છે ત્હેનું કારણ એ છે કે, દુઃખ જે પાઠ શીખવવા આવે છે તે પાઠ શીખવા તે દરકાર કરતો નથી.

**'દુઃખ' એ અંધકાર છે, અને 'સુખ' એ પ્રકાશ છે.** આ મુકાબલો તદ્દન સાચો છે. કારણ કે, પ્રકાશ **હમેશાં** વિશ્વ ઉપર **છાકમછોળ** પડે છે; જ્યહારે અંધકાર તો માત્ર એક ન્હાના પદાર્થથી નખાયલો **પડછાયો** છે. પ્રકાશ હદ **વગરનો** છે, અંધકાર **હદવાળો** છે; અથવા અંધકાર તે તો હદ વગરના પ્રકાશમાં ક્ષુદ્ર ચીજનો પડછાયો છે. એ જ પ્રમાણે 'પરમ સુખ' એ એક એવું તત્વ છે કે જે વિશ્વમાં **રેલમછેલ** છે અને 'દુઃખ' તો એ **હદ વગરના સુખ ઉપર અહંપદથી નખાયલો ક્ષુદ્ર પડછાયો છે.** જ્યહારે આપણે **'રાત પડી'** એમ કહીએ છીએ ત્યહારે જો કે ગમે તેટલું ઘોર અંધારૂં હોય છે તો પણ તે અંધકારનો **વિસ્તાર** કેટલો? આ આપણા 'ગ્રહ' નો માત્ર અડધો ભાગજ તે અંધકારથી ઘેરાયછે; જ્યહારે બીજો અડધો ભાગ અને એ ઉપરાંત આપણી પૃથ્વી જે, સંખ્યાબંધ બીજા ગ્રહો પ્રકાશથી જળહળી રહ્યા હોય છે; અ· આપણી પૃથ્વીનો અડધો ભાગ કે જે અંધકારમાં હોય છે તે પણ થોડા કલાક પછી પ્રકાશમય થશે, એમ દરેક પ્રાણીને વિશ્વાસ હોય છે.

આ ઉપરથી, હે મનુષ્ય ! જ્યહારે દીલગીરી, દરદ, સંકટ કે કોઇ પણ જાતનું દુઃખનું વાદળું ત્હારા શિર ઉપર આવી ચ્હડે અને તું થાકેલા પગલાથી ગોથાં ખાતો ખાતો ચાલે ત્યહારે સમજજે કે **આનંદ અને સુખનો અસીમ પ્રકાશ અને ત્હારો પંડઃ એ બે**

**વચ્ચે રાહુ રૂપે ત્હારી 'સ્વાર્થી ઇચ્છાઓ' અથવા મનોકામનાઓ આડી આવે છે;** મતલબ કે સુખનો અસીમ પ્રવાહ ત્હારા ઉપર સીધો અને આપોઆપ પડે છે, પણ ત્હેની વચ્ચે ત્હારી વાસનાઓ–સ્વાર્થી ઇચ્છાઓ **રાહુ** રૂપે આવીને **અમુક મુદ્દત** સુધી પોતાનો પડછાયો ત્હારા ઉપર પાડે છે, કે જ્હેને તું 'દુઃખ' એ નામથી ઓળખે છે. જેમ પડછાયો પાડનાર પદાર્થ દૂર થઇ શકે છે, તેમ દુઃખ રૂપી પડછાયો પાડનાર વાસનાઓ પણ દૂર થઇ શકે; અને એમ થાય તે આપોઆપ આનંદ અને સુખનો પ્રકાશ ત્હારા આત્મા ઉપર સ્વાભાવિક રિતે જ પડયા કરે. જે અંધારામય પડછાયો ત્હારા ઉપર પડે છે તે પડછાયો પાડનાર પણ તું પોતે જ છે; ત્હારા સિવાય બીજું કોઇ જ નથી. અને પડછાયો એ કોઇ **વસ્તુ** નથી, ત્હેને કોઈ **સ્થળ** નથી, કોઇ જગાએથી તે **આવતો** નથી અને કોઇ જગાએ **જતો** નથી; **તે** માત્ર મૂળ ચીજના દેખાવા સાથે દેખા દે છે અને એના અદૃશ્ય થવા સાથે રૂખસદ લે છે. તેમજ ત્હારાં 'દુઃખો' કે જે ત્હારી 'સ્વાર્થી ઇચ્છાઓ' માંથી પડછાયા રૂપે નીકળે છે તે, તે ઇચ્છાઓ અદૃશ્ય થયે આપોઆપ દૂર થશે.

પણ અહીં એક સવાલ થાય છે કે, દુઃખના પડછાયામાં જવુંજ શા માટે જોઇએ ? એનું કારણ માત્ર એક જ છે અને તે "**અજ્ઞાનતા**" છે. અજ્ઞાનતાને લીધે બાળક દેવતાને હાથમાં લેવા દોડે છે અગર સાપને પકડવા હાથ લાંબો કરે છે; પણ જ્યહારે દેવતાથી ત્હેનો હાથ બળે છે અગર સાપ ત્હેના હાથ ઉપર ડંશ મારે છે ત્યહારે ફરીથી તે એવું કૃત્ય કરવા આગળ પડતો નથી. તેમ માણસ અજ્ઞાનતાને લીધે દુઃખ ઉપજાવનાર કૃત્ય તરફ ગતિમાન થાય છે; કેટલીકવારે તે કૃત્યનું કડવું ફળ તે ચાખે છે અને એ ફળ તે અમુક કૃત્યનું છે એમ કેટલાકો શિખામણ મેળવે છે અને કેટલાક તો એવો સાર ખેંચી શકતા જ નથી. જેઓ **કૃત્ય** અને **ફળનો** સંબંધ

સમજી શક્યા છે તેઓ તો કડવું ફળ ભોગવવા છતાં ખેદીત થતા નથી એટલે દુઃખી પણ થતા નથી; અને જેઓ કૃત્ય અને ત્હેનું ફળઃ એ બેનો સંબંધ સમજી શકતા નથી તેઓ ફરી ફરીને એવાં કૃત્યો કર્યા જ જાય છે અને દુઃખો ભોગવ્યાં જ કરે છે. સંસાર દુઃખી જ છે, એમ માનનારા આવા લોકો જ છે. તેઓ એકજ દરવાજાવાળા ગઢની આસપાસ ફરનારા આંધળા પુરૂષ જેવા છે. બાર ગાઉના ઘેરાવાવાળા ગઢને હાથ દઇને ચાલનારા અંધને, દરવાજે આવવાની વખત થાય ત્હારેજ ખુજલી આવે એટલે દરવાજે પસાર થાય અને ફરી બાર ગાઉ ફરવું પડે; તેમ, કરેલાં કૃત્યોનું ફળ જે દુઃખ દ્વારા મળે તે દુઃખ ભોગવતી વખતે—ખુદ તે કડવાં પ્રસંગે પણ જ્હેને સુઝ ન પડે કે આ દુઃખ તે અમુક કૃત્યનું પરિણામ છે— અમુક ચીજનો આ પડછાયો છે; તે માણસ ફરી ફરીથી દુઃખી થાય એમાં શું નવાઇ?

એક આડો નિશાળીઓ નિશાળના પાઠ કરે નહિ અને પછી માર ખાધાં જ કરે તેમ કુદરતની આ **અનુભવશાળામાં** આપણાથી થતા પ્રયોગો અને ત્હેનાં પરિણામો સમજવા આપણે દરકાર ન કરીએ તો પછી માર ખાધા જ કરીએ, હમેશ અંધકારમાં અને પડછાયામાં—દુઃખમાં અને દારિદ્રયમાં સડયાં કરીએ એમાં શું આશ્ચર્ય છે? માટે પોતાને ઘેરીને બેઠેલા દુઃખને ખંચેરી નાખવા જે પુરૂષ ઇંતેજાર હોય તેણે સઘળા પ્રયોગો જે કાંઇ શીખવે તે શીખવા તૈયાર રહેવું જોઇએ અને શિક્ષણ આપનારા પ્રયોગોની વિધિ (process) માં જે કાંઇ અપ્રિય કે કઠણ જણાય ત્હેની દરકાર નહિ કરતાં તે જે અનુભવ આપે તે મેળવવા તરફ વધારે કાળજી રાખવી જોઇએ. આ સિવાય ડહાપણ કે સુખ કે આનંદની એક રતી પણ મળવાની આશા રાખી શકાય નહિ.

એક માણસ અંધારા ભોંયરામાં જઇને ભરાય અને કહે કે 'પ્રકાશ' નામની ચીજ હયાતી જ ધરાવતી નથી, તો તેથી શું 'પ્રકા-

શું નથી એમ સાબીત થશે? ભોંયરા બહાર ચોતરફ પ્રકાશ છે; અંધકાર માત્ર ત્હેના બે તસુના ભોંયરામાં છે. એજ પ્રમાણે, ત્હમે કાં તો 'પ્રકાશ' છે જ નહિ એમ કહીને, 'સત્યના પ્રકાશ'થી દૂર અંધકાર અને દુઃખના ભોંયરામાં ભરાઓ અર્થાત્ વહેમ, સ્વાર્થ અને ભૂલથી બનેલા ભોંયરામાં ગોંધાઇ રહી ત્હમારા દુઃખ ઉપરથી કુદરત દુઃખથી જ ભરેલી છે એમ કહો અગર વહેમ સ્વાર્થ અને ભૂલના ભોંયરાને તોડી સર્વવ્યાપ્ત અને તેજસ્વી પ્રકાશમાં રમ્યાં કરો; બેમાંથી ગમે તે પસંદ કરો. પસંદગી ત્હમારા હાથમાં છે-

પ્રકરણના અંત્યે સંક્ષેપમાં આખા પ્રકરણનો સાર કહીએ તો તે આ પ્રમાણે છે:—દુઃખ એ માત્ર ક્ષણિક પડછાયો છે, કે જે આપણામાંથી જ ઉભો થાય છે; અને કોઇ દુઃખો અકસ્માત તરીકે કે કોપ તરીકે કે કોઈની સતાવણી તરીકે આવતાં નથી, પણ કુદરતના અમુક અચૂક કાયદા મુજબ જ આવ્યાં કરે છે અને ત્હેના કારણભૂત આપણે પોતે જ છીએ; વળી તે દુઃખોને લાયક જ આપણે છીએ અને આપણને ત્હેની જરૂર છે માટે જ તે આવે છે; તથા તે દુઃખો સહન કરવાથી અને પછી ત્હેમનું તત્વ સમજવાથી આપણે વધારે મજબુત, વધારે ડાહ્યા, વધારે ઉત્તમ બનીએ છીએ. આ માન્યતા જે માણુસના મગજમાં બરાબર ઠસાશે અને જે માણુસનાં કૃત્યોમાં દેખા દેશે તે માણુસ દુઃખનું સુખમાં રૂપાંતર કરશે અને નસીબને પોતાના હાથમાં રમાડશે.



# પ્રકરણ ૨ જું.

## બનાવોને આપણી કલ્પનાએ પહેરાવેલાં કપડાં: એનું નામ સુખ-દુઃખ !



બનાવ પોતે જ દુઃખદ નથી; આપણે ત્હેને પોશાક પહેરાવીને દુઃખદ બનાવીએ છીએ. આ સિદ્ધાંતના ટેકામાં એક દાખલો લઇએ. ધારો કે બે સગા ભાઇઓએ એક શાહુકારને ત્હાં નાણાં મુક્યા છે અને તે શાહુકાર ભાગે છે-દેવાળું કહાડે છે. મ્હોટો ભાઇ આ ખબર સાંભળી નિરાસા, દીલગીરી અને કંટાળા-માં ગુમ થઇ જાય છે; જ્યહારે ન્હાનો ભાઇ પેલા શાહુકારના દેવાળા-ના ખબર સાંભળતાં જ બોલી ઉઠે છે કે, "વારૂ, પૈસો ગયો. ગયો તો ગયો પણ હવે ઉદાસી કાંઈ ત્હેને પાછો નહિ લાવી આપે; ઉદ્યમ અને ખંત કદાપી લાવી શકશે." એણે બેવડા ઉત્સાહથી કામ કરવા માંડયું અને કેટલેક વખતે અસલી સ્થિતિ કરતાં વધારે સુખી સ્થિતિ પ્રાપ્ત કરી. એ વખતે પેલો મ્હોટો ભાઇ તો દુઃખોને રોતો-દારિદ્ર્યમાં જ સડયા કરતો હતો. તે 'નશીબ' નો દોષ ક્હાડતો જ રહ્યો અને દેવાળાના માઠા બનાવને ગાળો ભાંડતો જ રહ્યો ! જે માઠા બનાવ ન્હાનો ભાઇ વધારે સુખી બની શકયો તેજ માઠા બનાવનું રમ મ્હોટો ભાઇ બન્યો ! ખેરખર, એ બનાવમાં સુખ કે દુઃખ આ-ની શક્તિ ન હોતી; પણ એના ઉપર સુખદ કે દુઃખદ કં

**પહેરાવનાર** પોતાની માન્યતા જ ત્હેમનાં સુખ–દુઃખના કારણ રૂપે હતી. જો ખરેખર બનાવમાં જ સુખ કે દુઃખ આપવાની શક્તિ હોય તો દેવાળાનો બનાવ બન્ને ભાઇઓના સંબંધમાં એક સરખો સામાન્ય જ હતો, તેથી **બન્નેને** સુખ કે **બન્નેને** દુઃખ થવું જોઇતું હતું. પણ જૂદા જૂદા જીવોને એક જ બનાવ જૂદાં જૂદાં પરિણામ આપનારો નીવડે છે **એટલા જ** ઉપરથી સિદ્ધ થાય છે કે, **બનાવોમાં** સારા નરસાપણું નથી, પણ જ્હેમના ઉપર બનાવો બને છે ત્હેમના પોતામાં જ એટલે ત્હેમની કલ્પનાશક્તિમાં જ તે છે. તે તરંગી મનોરાણી દરેક બનાવને દીલપસંદ પોશાક પહેરાવે છે અને પછી ત્હેને સુખ કે દુઃખ એવું નામ આપે છે.

અમુક માણસે મ્હારા વિરૂદ્ધ અમુક આચરણ કર્યું. મ્હને લાગ્યું કે તેથી મ્હારી આબરૂને હીનપદ લાગશે, હું પાયમાલ થઇશ, રીબાઇશ, દુઃખી થઇશ. એ વિચારે–એ માન્યતાએ મ્હને રાત્રી દિવસ દુઃખમાં દાબી મૂક્યો અને મ્હારૂં શરીર તપાવી દીધું. અને એ માન્યતા પ્રમાણે જ **બનવા માંડતું હોય** એમ મ્હેં જોયું ! પરન્તુ એટલામાં સુભાગ્યે એક સ્હવારમાં પ્રાર્થના વખતે '**મહાવીરનો** હું અંશ છું' એમ સ્ફુરણ થતાં એમજ સુઝી આવ્યું કે, "મ્હને મ્હારા સિવાય દુઃખી કરનાર છે જ કોણ ? બનાવોની શી તાકાદ છે કે તે મ્હને–**મહાવીરના** અંશને સતાવે ?" **ત્યહારથી** "શત્રુ મ્હને પાયમાલ કરશે" એ ખ્યાલ મ્હારા મગજમાંથી ચાલ્યો ગયો અને ધીમે ધીમે મ્હને જણાવા લાગ્યું કે **શત્રુ તરીકે વર્તનારના પ્રયાસો ધૂળમાં લીંપણ સરખા** નીવડે છે !

એવી દૃઢતાનું પરિણામ એ આવ્યું કે, મ્હારા વિચારો ઉપર મ બેસાડવાનું હું શીખવા લાગ્યો; મનને કાબુમાં રાખતાં શીખવા લાગ્યો; અને આત્માની નિરર્થક અને નુકશાનકારક ચીજો ખસેડી ત્હેની

જગાએ આનંદ અને શાન્તિ, પ્રેમ અને દયા, સૌંદર્ય અને અમરતા, ગાંભીર્ય અને સમતા ભરવાનું **શરૂ** કરવા લાગ્યો.

જેમ બનાવોના સંબંધમાં, તેમજ પદાર્થોના સંબંધમાં સમજવું. એકજ પદાર્થ એક માણસને કંટાળા ભરેલો અને બીજાને આનંદદાયક લાગે છે તે ઉપરથી સમજાશે કે, પદાર્થ **પોતે** કંટાળા ભરેલો કે આનંદદાયક નથી, પણ પદાર્થને જોનારાઓ ત્હેને કંટાળાનાં **ચીંથરાં** કે આનંદી **વાઘો** પહેરાવે છે, તેથીજ તે તેવો **દીસે છે.** જે ફુલને આપણે પગ તળે ચગદીએ છીએ તે એક કવિને સુંદરતાની મૂર્તિ જણાય છે. દરિયો જોતાં એક જણ કહે છે કે, "સેંકડો વહાણો ભાગે છે અને હજારો માણસો ડૂબે છે તે આ જગા !" જ્યારે બીજો એક કહે છે કે, "અખંડ વાદ્ય કરતું આ વાજીંત્ર છે ! મનને મહત્તા અને ગંભીરતા શીખવનારો આ મહાન્ શાન્ત ગુરૂ છે ! રત્નોનો નિધિ છે અને અસંખ્ય ચમત્કારોની આ પોથી છે !"

જ્યહાં એક સામાન્ય માણસ દુઃખ અને ઘોટાળો જ જુએ છે, ત્યહાં તત્વજ્ઞાની માત્ર કારણ અને કાર્યનો સંપૂર્ણ સંબંધ ભાળે છે.

જેમ આપણે બનાવો અને પદાર્થોને આપણા પોતીકા વિચારોનાં કપડાં પહેરાવીએ છીએ તેમજ **બીજા માણસોના આત્માને** પણ આપણા પોતીકા વિચારોથી આચ્છાદિત કરીએ છીએ, એવું ઘણીક વાર બને છે, દરેક માણસને કપટી, દરેકને લુચ્ચા, દરેકને કજીયાખોર, દરેકને સ્વાર્થી અને દરેકને વ્યભિચારી કહેનારો માણસ કદાચ પોતેજ એવો હોય છે અને પોતાના એવા ગુણો હોવાથી એ વિચારો ‍ ઉપર આરોપે છે. એની પાસે જેવાં કપડાં હોય તે જ બીજાને રાવી શકે; બીજાં ક્યહાંથી લાવી શકે ? વ્યભિચારી હમેશ પોતાન માટે શંકાય છે; ખુની હમેશ પોતાના ઉપર ખુની તરવાર રહેલી ભાળે છે—હમેશ દગાનાં જ સ્વપ્ન જુએ છે !

એથી ઉલટું, પ્રેમી પુરૂષો સર્વત્ર પ્રેમ જ ભાળે છે; ધર્મીષ્ઠ સજ્જનો સર્વને ધર્મીષ્ઠ સમજે છે; પ્રમાણીક પુરૂષો કોઇનો કોઇનો અણુવિશ્વાસ રાખતા નથી. જ્હેમના **હૃદયમાં** પરમ તત્વ જળહળી રહ્યું હોય છે તેઓ **સર્વત્ર** તે પરમ તત્વ જુએ છે.

કુદરતનો કાયદો અથવા '**કારણ કાર્યના સંબંધનો કાયદો**' એવો છે કે, માણસ જે કાંઇ **બહાર** મોકલે છે તેવુંજ **અંદર** ખેંચે છે; તેથી પોતાના જેવા જ ગુણોવાળા માણસોના સંસર્ગમાં આવે છે. અંગ્રેજોમાં એક કહેવત છે કે, "Birds of a feather flock together" "એક સરખા પીંછાવાળા પક્ષીઓ સાથેજ ફરે છે." આ કહેવત તદ્દન સાચી છે, કારણ કે જડ પદાર્થો તેમજ વિચારો પોતાની જ જાતના પદાર્થો અને વિચારોને વળગે છે.

હે મનુષ્ય ! **ત્હારી દુનિયા એ ત્હારી પ્રતિછાયા છે.** માટે જો તું દયા માગતો હોય તો દયાળુ થા; સત્ય જોવા ઇચ્છતો હોય તો સાચો થા; જે ગુણ **બહાર** જોવા ઇચ્છતો હોય તે ગુણ **ત્હારામાં** ઉત્પન્ન કર. મૃત્યુ પછી સુખી દુનિયામાં દાખલ થવાની ઇચ્છા હોય તો સમજ કે અહીં—આ ભવમાં પણ એ સુખી દુનિયા છે–નથી તેમ નથી. એ સુખી દુનિયામાં તું હમણાં જ દાખલ થઇ શકે તેમ છે, એ માન્યતા તું ખરા જીગરથી માન;—કાંઇ પણ શંકા વગર સંપૂર્ણ શ્રદ્ધાથી માન કે ત્હારી દુનિયા સુખી બનાવવી એ ત્હારા હાથમાં જ છે. એવો **વિચાર** કર, એ વિચાર ઉપર **મનન** કર, ધ્યાન ધર અને પછી ત્હારો આત્મા એ પ્રમાણમાં શુદ્ધ અને શુદ્ધ થતો જશે અને તું બાહ્ય પદાર્થો તથા બનાવોનું પાંગળાપણું તથા આત્માનું અદ્‌ભૂત સામર્થ્ય જાણતો જશે.

# પ્રકરણ ૩ જું.

## અપ્રિય સંજોગોમાંથી બહાર કેમ નીકળાય ?



આપણે જોઇ ગયા કે, દુઃખ એ બીજું કાંઈ નહિ પણ આપણા **અહંપદનો ક્ષણિક પડછાયો** છે; અને એ પણ જોઈ ગયા કે આ દુનિયા એ એવું દર્પણ છે કે જ્હેમાં દરેક માણસ **પોતાની પ્રતિછાયા જ** ભાળે છે. હવે આપણે આગળ ચાલીએ અને ' કારણ અને અસરનો કાયદો ' જોઇએ. જે કાંઇ બને છે ત્હેને કાંઇ કારણ હોવું જ જોઇએ.અને દરેક કારણની અસર—પરિણામ પણ હોવું જ જોઇએ. કારણ અને અસરના કાયદાથી બહાર કાંઇ છે જ નહિ. નજીવામાં નજીવો વિચાર, કૃત્ય કે શબ્દ તેમજ આકાશી બનાવોઃ એ સર્વમાં આ કાયદો રાજ કરે છે. માટે જીંદગીનો દરેક બનાવ, કારણ અને અસરના અનુક્રમે બને છે. " જેવું વાવો તેવું લણો " એવી સુપ્રસિદ્ધ કહેવત આ કાયદાને વધુ ટેકો આપે છે. અગ્નિમાં હાથ નાખનારે દાઝવું જ જોઇએ; ત્હેમાં કોઇ આડું આવી શકશે જ નહિ. તેમજ તિરસ્કાર, ક્રોધ, દ્વેષ, લોભ, કામ એ સર્વ અગ્નિ છે અને એમાં હાથ ઘાલનારે દાઝવું જ જોઇએ.

મનની ઉપર કહેલી સ્થિતિઓને પણ 'વ્યાધિઓ' કહેવાય છે કારણ કે કુદરતના કાયદાનું અપમાન કરવા આત્મા જ્યહારે પ્રયત્ન કરે છે ત્યહારે **પરિણામ રૂપે** એ ' વ્યાધિઓ ' ઉત્પન્ન થાય છે.

એથી અંતરમાં સર્વત્ર અવ્યવસ્થા થઇ રહે છે અને એને લીધે બહાર પણ દરદ, નાસીપાસી વગેરે ઉત્પન્ન થાય છે. એથી ઉલટું પ્રેમ, નમ્રતા, પવિત્રતા એ એવી ઠંડી લહરીઓ છે, કે જ્હેમનો ખપ કરનાર ઉપર એ લહરીઓ શાન્તિનો શ્વાસ મોકલે છે અને પછી ત્હાં તનદુરસ્તી અને સુલેહશાન્તિ, વિજય અને સદ્દભાગ્ય આવી મળે છે.

**કુદરતનો આ કાયદો સમજવો અને ત્હેને માન આપવું એનું જ નામ 'સમતા.'** સમતા એટલે ચાલુ સ્થિતિથી સંતોષ પામી તે સુધારવાની દરકાર જ ન કરવી, એમ નથી. પણ "**બહારના બનાવો** અંદરના **ભાવના** સરખા જ બને છે, માટે અનુકુળ બનાવોની ઇચ્છાવાળાએ અંદરના ભાવ એને બંધબેસ્તા જ બનાવવા" એવા કુદરતી કાયદાને સમજવો અને તે પ્રમાણે વર્તવું એ જ **સમતા.**

શક્તિ તેમજ નિર્બળતા બન્નેનું કારણ **અંદર** જ છે. વિજય અને પરાજય: એ બન્નેનું રહસ્ય પણ **અંદર** જ છે. અંદરના પડદા છુટયા સિવાય બહાર આબાદી નથી; અને શાન્તિ કદી જ્ઞાનમાં આગળ વધવા સિવાય થવી નથી.

ત્હમે કહો છો કે ત્હમને સંજોગોએ બાંધી લીધા છે, ત્હમે વધારે સારા પ્રસંગો માટે બૂમ પાડો છો, વધારે સારી તનદુરસ્તી માટે માગણી કરો છો અને કદાચ નસીબ દેવીએ આવા સંજોગોમાં ત્હમને મુક્યા એમ કહી તેણીને શ્રાપ દો છો, તો ત્હમારે માટે જ આ લખું છું; ત્હમારે માટે જ ખાસ આ શબ્દો છે; સાંભળો અને એ શબ્દો ત્હમારા અંતઃકરણમાં સોનેરી હરફથી કોતરો:—

**" ત્હમે ત્હમારી ઇચ્છા મુજબ બાહ્ય સ્થિતિ સુધારવા ઇચ્છો છો—માત્ર એટલી જ સરતે કે ત્હમારી આંતરિક જીંદગી સુધારવા ત્હમારે દ્રઢ ઠરાવ કરવો. "**

આ રસ્તો પ્રથમ દૃષ્ટિએ ત્હમને ઉજ્જડ જણાશે, એમ હું

જાણું છું. પણ હેનો ઉપાય નથી. ભ્રમણા અને ભૂલ એ બે જ પહેલી દૃષ્ટિએ મનહર લાગે છે; બાકી **સત્ય તો પહેલી દૃષ્ટિએ આવકારદાયક નથી જ દેખાતું.** તેમ છતાં જેઓ હેના ખપી થાય છે, જેઓ હિમત ધરીને હેનો હુકમ ઉઠાવે છે તેઓ સુખી જ થાય છે. કવિઓ સત્યના પુતળાની આસપાસ કાંટાની વાડ કલ્પે છે, કે જ્હેને લીધે હેની પાસે જવા કોઇ ઇચ્છે જ નહિ, પણ જેઓ હિમત ધરીને તે કાંટા ઉપર પગ દે છે હેમને તે વાગતા નથી; **તે માત્ર "ચિત્રામણના કાંટા" હોય છે.**

હમે જો ખંતપૂર્વક હમારા મનને શિક્ષણ આપો, માનસિક નબળાઇઓ ખેંચી કહાડો, અને આત્માની અગાધ શક્તિઓ છે એમ ખાત્રી રાખી એ શક્તિઓને જરા ખીલવા દો, તો હમારી બાહ્ય જીંદગી કેવી સુખી સુખી થાય છે તે જોઇ લ્યો. ધીમે ધીમે સોનેરી તકો હમને મળી આવશે, અને એ તકોને વિચારપૂર્વક વાપરશો તો આંતર્શક્તિ વધતી જવા ઉપરાંત સાચા મિત્રો વણનોંતર્યા આવી મળશે. બાહ્ય સઘળી મદદો, વગર માગી, મળી આવશે,—જેમ લોખંડને નહિ બોલાવવા છતાં લોહચુંબક પાસે તે ખેંચાઇને જાય છે તેમ.

ધારો કે નિર્ધનતાની બેડીમાં હમે સપડાયા છો, હમે સગાં સમ્બન્ધીઓ વગરના એકલા પડ્યા છો, અને હમે ખરા જીગરથી ઇચ્છોછો કે હમારો બોજો ઓછો થાય; પણ તે બોજો ચાલ્યાં જ કરે છે અને વધતા જતા અંધારામાં હમે આચ્છાદીત થતા જતા હો એમ હમને લાગે છે. આથી હમે બડબડો છો. હમે હમારા નશીબનો ખેદ કરો છો. હમે હમારા જન્મ, માબાપ કે શેઠને શિ: દોષ મૂકો છો અને કહો છો કે હેમનાં પાપે હમારે દુ:ખી થવું પ: છે! પણ સજ્જન, હમારો બડબડાટ અને આક્રંદ નિરર્થક છે; **હેમાંનુ**

**એક** પણુ કારણુ ત્હમને દુઃખ આપનારૂં નથી. '**કારણુ છે તે ત્હમારામાંજ છે**' અને '**જ્હાં કારણુ છે ત્હાં જ ઇલાજ છે.**'

ત્હમે 'કૂર્યાદી' બન્યા તેજ કહે છે કે, ત્હમે આ દશાને **પાત્ર** છે. સઘળા પ્રયાસ અને સઘળી આબાદીમાં પાયા રૂપે ગણાતી એવી '**આસ્થા**' ત્હમારામાં નથી, **તેથી** તે દશાને ત્હમે **પાત્ર** છે. **કાનુન અનુસાર ચાલતાં** આ વિશ્વમાં ફૂર્યાદને માટે જગા જ રહેતી નથી.

કંટાળો ખાવો—ચ્હીડીઆં કરવાં એ તો આત્મહત્યા કરવા બરાબર છે. ત્હમારા મનનું વળણુ જ એવું છે કે, ત્હમારી આસપાસની સાંકળોને ત્હમે વધારે મજબુત બનાવતા જાઓ છો. જીવન સમ્બન્ધી વિચાર કરવાની ત્હમારી રીત બદલો; એટલે ત્હમારૂં **બાહ્ય** જીવન પણુ બદલાશે. **શ્રદ્ધા અને જ્ઞાનમાં મજબુત થાઓ;** એટલે વધારે સારા સંજોગો તથા વધારે સારી તકો માટે ત્હમે **પોતાને લાયક બનાવશો.**

**પહેલાં તો, જે કાંઇ ત્હમારી પાસે છે ત્હેનો સારામાં સારો ઉપયોગ કરતાં શિખો.**

એક ક્ષણુભર પણુ એવી ખોટી કલ્પનામાં ન ફસાશો કે, **ન્હાના ન્હાના** લાભોને ઓળંગી જઇને **એકદમ મ્હોટા** લાભ ત્હમે મેળવી શકશો. જો કદાપિ એવી રીતે કૂદકા મારીને કોઇ મ્હોટો લાભ પ્રાપ્ત કરશો તો તે થોડા જ વખતમાં નાશ પામશે અને જે પાઠ ત્હમે છોડી દીધો હતો તે પાઠ શિખવા ત્હમારે પાછા પડવું જોઇશે. જેમ નિશાળમાં ભણતા છોકરાએ બીજા વર્ગમાં ચ્હડવા **પહેલાં** પહેલો વર્ગ 'પાસ' કરવો પડે છે તેમ, જે મ્હોટા લાભને ત્હમે ઘણો જ ઇચ્છો કે તે લાભ ત્હમને મળી શકે તે **પહેલાં** જે કાંઇ ત્હમારી પાસે જ ત્હેનો સારામાં સારો ઉપયોગ ત્હમારે કરી બતાવવો જાઇએ છે. આપણી પાસે જે થોડામાં થોડું પણુ હોય ત્હેનો જો આપણે ખોટો ઉપયોગ કરીએ અથવા ત્હેની દરકાર ન કરીએ તો તે પરથી **એટલા**

**થાડાને માટે પણ આપણે લાયક નથી** એમ ફલિત થાય અને તે થોડું પણ આપણા હાથમાંથી ચાલ્યું જાય.

ધારો કે ત્હમે એક ન્હાના ઝુંપડામાં રહો છો અને ત્હમારી આસપાસ પડોશ એવો છે કે જે તનદુરસ્તીને તથા નીતિને પણ નુકશાન કરે. ત્હમે જરા મ્હોટી અને વધારે તનદુરસ્ત જગા ઇચ્છો છો, તો ત્હમારે એવી જગાને માટે **લાયક** થવા સારૂ પ્રથમ તો જુની જગાને જ જેમ બને તેમ સ્વચ્છ બનાવવી. ત્હમારા ટુંક સાધનો વડે તે ઝુંપડી જેટલી સ્વચ્છ અને આકર્ષણીય બનાવી શકાય તેટલી બનાવો. ત્હમારો સાદો ખોરાક બનતી કાળજીપૂર્વક પકવો અને ભાણું જેમ બને તેમ આનંદદાયક બનાવો. જો એક સાદડીથી ઓરડો શણગારવાની ત્હમારી શક્તિ ન હોય તો હસમુખાપણા અને સત્કાર રૂપી સાદડી વડે તે ઓરડાને શણગારો; તે સાદડીને માયાળુ શબ્દો રૂપી ખીલાથી જમીન સાથે બરાબર જડો; જડવામાં ધીરજ રૂપી હથોડીનો ઉપયોગ કરજો. આવી સાદડી કદી ઘસાશે જ નહિ !

આ પ્રમાણે ત્હમારા હાલના રહેઠાણને ભવ્ય બનાવવાથી, ત્હમે તે રહેઠાણથી **વધારે સારા** રહેઠાણ માટે લાયક બનશો અને પરિપક્વ વખત આવતાં વધારે સારા રહેઠાણમાં આવી શકશો, કે જે રહેઠાણ **ત્હમારી રાહ જોઈ રહ્યાં** છે; વિલંબ માત્ર ત્હેને **લાયક** ત્હમે બની જાઓ એટલો જ છે.

ધારો કે મનન અને પ્રયાસ માટે વધુ **વખત**ની ત્હમે ઇચ્છા કરો છો. ત્હારે **પહેલાં** તો, ત્હમને જે થોડો પણ **ફાજલ** વખત મળે છે ત્હેનો **સારામાં સારો** ઉપયોગ કરો. **હાથમાંનો** વખત ગુમાવવો અને પછી **વધારે વખત** માટે બૂમ પાડવી તે નકામું છે. "વખત નથી—વખત નથી, એમ બૂમ પાડવાથી કાંઇ ૨૫ મો કલાક થવાનો નથી, ઉલટો એક કલાક બૂમ પાડવામાં ચાલ્યો જશે અને એમ બૂમ પાડ-

વાથી મગજની શાન્તિને ધક્કો લાગવાથી જે કામ ૪ કલાકમાં કરતા હતા તે ૬ કલાકે કરશો; એટલે કે બીજા બે કલાકનું નુકશાન થશે. માટે એમ નહિ કરતાં ત્હમારૂં ટાઇમ્ ટેબલ તપાસો અને ગામગપાટા કે નકામા તરંગો કે નિર્માલ્ય કામોમાં જે વખત ગુમાવતા હો તે બંધ કરો. ત્હમારી પાસે જે વખત **શીલીક** છે ત્હેનો **સારામાં સારો** ઉપયોગ કરતાં ન શીખો અને **વધારે** વખતની બૂમ પાડો તે શા કામનું ?

ગરીબાઇ અને વખતની ન્યૂનતા; એને ત્હમે દુઃખ ગણતા હો તો તે દુઃખ નથી; અને જો ત્હેમનાથી ત્હમને કાંઇ અાડખીલ થતી હોય તો ત્હેનું કારણ એ છે જે, ત્હમે ત્હેમને ત્હમારી નબળાઇઓનો પોશાક પહેરાવ્યો છે. **ગરીબાઈ અને ફુરસદની ન્યૂનતામાં ત્હમે જે દુઃખ જુઓ છો તે ત્હેમાં નથી પણ ત્હમારામાં—ત્હમો પોતામાં** છે. આ વાત **સમ્પૂર્ણપણે** સમજવા કોશીશ કરજો કે, **ત્હમારા મનને જેવો આકાર આપશો તેવું ત્હમારૂં ભવિષ્ય બંધાશે;** અને એ હિસાબે **ત્હમે જ ત્હમારા નશીબના કડીઆ છો.** આ બરાબર સમજતા થશો અને એ પ્રમાણે આત્મસુધારણાનું કામ કરશો તો ત્હમારામાં દુઃખનાં કારણો જ સુખ આપનાર થઈ પડશે. કારણ કે, એમ થશે ત્હારે **ત્હમે ગરીબાઈનો ઉપયોગ સહનશીલતા હિંમત અને શ્રદ્ધાના સદ્દગુણો ખેડતાં શિખવામાં કરશો; અને ફુરસદના અભાવ નામના દુઃખનો ઉપયોગ ત્વરાથી કામ કરતાં શિખવામાં—નિશ્ચય તાકીદ બાંધતાં શિખવામાં તથા જુદે જુદે વખતે જુદાં જુદાં કામોમાંથી થોડીક મીનીટો બચાવી લેવાનું શિખવામાં કરશો.** જેમ કેટલીક ખડકની જગામાં સુંદરમાં સુંદર પુષ્પો ઉગે છે તેમ **ગરીબાઇની કાળી જમીનમાં ઉત્તમોત્તમ મનુષ્ય રૂપી પુષ્પો ઉગે છે અને ખીલે છે.** જ્હાં

મુશીબતો સામે ટક્કર ઝીલવાની હોય છે અને નહિ ઇચ્છવા યોગ્ય સંજોગો પર જય મેળવવાનો હોય છે ત્હાં સદ્‌ગુણ સૌથી વધારે આબાદ સ્થિતિમાં હોય છે અને પોતાનું પાણી દેખાડે છે.

કદાચ એમ બને કે ત્હમે કોઇ જુલમી—અબૂઝ માણસની નોકરીમાં છો અને ત્હમને લાગે છે કે ત્હમારા પર જુલમ થાય છે; તો પણ નક્કી માનજો કે, આ જુલમ પણ **ત્હમને શિક્ષણ મળે એટલા માટે આવશ્યકીય** છે. ત્હમારા શેઠની નિર્દયતાના બદલામાં ક્ષમા અને નમ્રતા બતાવો, ધૈર્ય અને આત્મનિગ્રહનાં હથીઆર અહોનિશ સજ્યાં રાખો, **તે ખરાબ સંજોગોનો લાભ લઇ ત્હેમાંથી માનસિક અને આત્મિક બળ કેળવો.** આમ કરવાથી ત્હમે ત્હમારા શેઠને માટે શિક્ષકની ગરજ સારશો. ત્હેને પોતાની ચાલચલગત માટે શરમાતાં શિખવશો; અને તે સાથે વળી આત્મિક ગુણ ત્હમે પ્રાપ્ત કરી શકશો, કે જે ગુણ ત્હમારે માટે વધારે અનુકૂળ સંજોગો ખુલ્લા કરશે અને તેવા સંજોગો માટે ત્હમને લાયક બનાવશે.

"હાય રે, આ ગુલામીમાંથી ક્‌યારે મુક્ત થાઉં?" એમ બડબડશો નહિ; પણ ઉમદા વર્તણુક વડે **ગુલામીની સપાટીથી ઉંચે નજર કરો.** બીજાના ગુલામ બનવું પડયું છે એમ ફર્યાદ કરવા **પહેલાં** એટલી તો જરૂર ખાત્રી કરજો કે ત્હમે **ત્હમારા પોતાના** તો ગુલામ નથી? એટલી તે જરૂર ખાત્રી કરજો કે **વિકારમય આત્માની ગુલામીમાં તો ત્હમે નથી? અંદર જુઓ;** એટલે ત્હમને જણાશે કે ત્હમે ત્હમારા પોતાપર જ દયાહીન છો. ત્હમારાજ ગુલામી જેવા વિચારો—ગુલામ જેવી ઇચ્છાઓ અને ગુલામ જેવી ટેવો અને વર્ત્તણુક છે; આ બધા પર વિજય મેળવો; દુરાત્માના ગુલામ થતા અટકો; એટલે પછી કોઇ માણસની તાકાત નથી કે ત્હમને ગુલામ બનાવે. ત્હમે આત્માને જીતશો એટલે આડા સંજોગોને પણ જીતશો અને દરેક મુશ્કેલી અદૃશ્ય થશે.

શ્રીમંતો ત્હમારા પર જુલમ કરે છે, એવી પણ બૂમ ન પાડશો. શું ત્હમે ખાત્રીપૂર્વક કહી શકશો કે જો ત્હમે **પોતે** જ શ્રીમંત થયા હોત તો જુલમ ન કરત ? બરાબર યાદ રાખજો કે કદી ન બદલાય એવો કુદરતનો કાયદો એવો છે કે '**જે આજે જુલમ ગુજારે છે તે કાલે જુલમ સહુશે**' અને એ કાયદાની ચુંગાલમાંથી બચવાનો કોઇ રસ્તો જ નથી.

"**कडाण कम्माण न मोक्ख अत्थी.**"

માટે હિંમત અને શ્રદ્ધામાં મજબૂત બનો. શાશ્વત ન્યાય અને શાશ્વત સુખની ભાવના ભાવો.

હું-તું-તે એવા રૂપવિષયક અથવા કાયિક (Personal) અને નાશવંત વિચારોને છોડી આત્મિક અને અમર વિચારોમાં વ્હડો. "મ્હને કોઇ ઇજા કરેછે કે સતાવેછે" એવી ભ્રમણા જ ફેંકી દો. અને ત્હમારી આંતરિક જીંદગી બારીકાઇથી સમજીને તથા તે જીંદગીના કાનુન સમજીને તે પરથી આત્મશાક્ષીએ શિખો કે, ત્હમને **ખરેખર નુકશાન તો ત્હમારા પોતાની અંદર જે હોય તેથી જ થઇ શકે છે, બીજા કશાથી નહિ.**

પોતાની દયા ન ખાતા; મતલબ કે બીજાનો દોષ કહાડી પોતાના આત્માનો બચાવ ન કરતા; કારણ કે તેથી જેમ એક પિતા કજીઆળા પુત્રનો પક્ષ કરી બીજા સાથે લડવાથી પોતાના પુત્રનું હિત બગાડે છે તેમ, ત્હમે ત્હમારા આત્માનું બગાડો છો.

બીજાનો દોષ કહાડવો છોડો; ત્હમારો પોતાનોજ દોષ કહાડો. તદ્દન ડાઘ વગરની પવિત્રતા ત્હમારા જે કૃત્યમાં ન હોય એ કૃત્યનું જરા પણ ઉપરાણું ન લેશો. આમ કરવાથી ત્હમે અક્ષય ખડક ઉપર મકાન બાંધશો, કે જે મકાનમાં દરેક સુખ અને સગવડ ત્હેના પરિપક્વ વખતે આપોઆપ આવી પહોંચશે.

ગરીબાઇ અથવા અપ્રિય સંજોગોમાંથી કાયમને માટે મુક્ત થવાનો આ એક સિવાય બીજો ઇલાજ છે જ નહિ—તેઇલાજ અંદરના 'હું' પણાવાળા વિચારો દૂર કરવામાં જ સમાયલો છે; કારણ કે એવા વિચારોનો **પડછાયો—પ્રતિબિંબ** એનું નામ જ **દુઃખ** અથવા **અપ્રિય સંજોગો છે.** ખરી લક્ષ્મી પ્રાપ્ત કરવા ઇચ્છા હોય તો સદ્ગુણથી આત્માને ભરો. **હૃદયશુદ્ધિ વિના ખરી આબાદી કદી થવી જ નથી.** કેટલીકવાર અનીતિમાન મનુષ્યો પૈસાદાર બની ગયેલા આપણે જોઇએ છીએ પણ તે પૈસો કાંઈ ખરી લક્ષ્મી તરીકે ગણાય નહિ; શું તે લક્ષ્મી છતાં તે મનુષ્ય 'આનંદ' હૃદયનો આનંદ ભોગવી શકે છે ? શું હેનું શરીર અને મન હમેશ ગરમ ( તંદુરસ્ત સ્થિતિથી જુદીજ સ્થિતિવાળું ) નથી હોતું ? એવી જાતની લક્ષ્મી કે જે કદી ખરી લક્ષ્મી કહી શકાશે નહિ તે અને હમારી **દેખીતી** ગરીબાઇ ( પણ હૃદયની શ્રીમંતાઇ ) વચ્ચે શો તફાવત છે તે જોવો હોય તો હમારા અંતરાત્મા રૂપી મઠમાં—ઉપાસરામાં—દેવળમાં—ગુફામાં—મસજિદમાં પ્રવેશ કરો. "હુ" મય વિચારો—નાશવંત વસ્તુઓ સંબંધી વિચારો સઘળા છોડી અમર અને સાર્વત્રિક વિચારોમાં પ્રવેશ કરો. એ પવિત્ર દેવળમાં પ્રવેશ કરવાથી હમે મનુષ્યોના સારા અને નરતા વિચારો અને પ્રયત્નોનું પરિણામ જોઇ શકશો; હમે જોશો કે અનીતિમાન શ્રીમંત મનુષ્યોને પુનઃ ગરીબાઈ અને અધમદશામાં આવવું પડશે. અને જો કે તે શ્રીમંતાઇમાં જ મરણ પામશે તો પણ હેની સઘળી અનીતિનાં કડવાં ફળો ખાવા માટે હેને પુનર્જન્મ લેવાનો છે જ. ભલે ને તે ફરી લક્ષ્મીવાન થાય પણ હેને તેટલી જ વાર પાછા પડવું પડશે; એમ જ્યહાં સુધી તે લાંબા અનુભવ અને દુઃખોમાં થઇને **'અંદરની લક્ષ્મી'** નહિ મેળવે ત્યહાં સુધી તે બિચારાને "ગારામાં ગોથાં" ખાવાં જ પડશે. બીજા શબ્દમાં કહીએ તો 'અંદરની લક્ષ્મી'

જે અનુભવથી જ મળે છે તે અનુભવ મેળવવા માટે દુઃખો ભોગવવાં જ જોઇએ; અને તે દુઃખો તે **સીધી રીતે** ન ભોગવી શકતો હોવાથી કુદરત ત્હેને **બહારની લક્ષ્મી** આપે છે કે જે **બહારની લક્ષ્મીના પરિણામે** ત્હેને દુઃખમાં પડવુંજ પડે.

જે માણસ દેખીતો ગરીબ છે પણ અંદરથી શ્રીમંત છે અર્થાત્ નીતિવાન છે તે ખરેખર શ્રીમંત છે, અને ગરીબાઇથી ઘેરાયલો છતાં પ્રતિદિન ‘ શ્રી ’ દેવીની તરફ તે કૂચ કર્યા કરે છે અને એક **દિવસ તેણી ત્હેને વરશે જ.**

જેઓ આબાદ થવા ઇચ્છતા હોય ત્હેમણે **એકી** **કુલંગે** આબાદીને પકડવાની આશા કદી ન રાખવી. જ્યહાં પોતે છે તે જગા અને આબાદી **એ બેના વચ્ચે એક સ્ટેશન કરવું જ જોઈશે.** નહિ તો મૂર્ખ વાનરની પેઠે કૂદવા જતાં વચ્ચે પડી મરવું પડશે. તે સ્ટેશન નીતિનું છે. ત્હેણે પ્રથમ નીતિના સ્ટેશનને લક્ષ્યબિંદુ બનાવવું જોઇએ અને ત્યહાં પહોંચ્યા પછી આબાદીના સ્ટેશને પહોંચવું ઘણુંજ સુગમ છે. **લક્ષ્મી માટે ઝંખવું એ મૂર્ખતા** છે. દુનીઆમાં આટલાં બધાં પાપો થાય છે, તે આ એક સાદા કુદરતી નિયમને નહિ જાણવાથી જ થાય છે કે, “ **નીતિદેવી જ્યહાં સુધી લક્ષ્મીદેવીને સમજાવીને ત્હમારી પાસે લાવે નહિ ત્યહાં સુધી ( ત્હમારાથી જોરજુલમથી લવાયલી ) લક્ષ્મીદેવી ત્હમારી પાસે લાંબો વખત નહિજ રહેવાની.** ” ત્હેને ત્હમારી પાસે લાવવા માટે ત્હમારે અનેક જુલમ કરવા પડશે ( અને એ જુલમ વડે ત્હમે ભવિષ્યમાં અનેક જુલમો **સહન** કરવાને પોતાને જોખમદાર બનાવો છો. ) ત્હમારે અનેક અનર્થ કરવા પડશે, એટલુંજ નહિ પણ તે મેળવ્યા **પછી પણ** ધુંધવાતી તે **લક્ષ્મી** ત્હમને અનેક રીતે સતાવશે. જેમ કોઇ બળાત્કારથી અણાયલી સ્ત્રી ત્હેના આશકને

ક્ષણુ માત્ર ઝંપવા દે નહિ અને વખત આવ્યે છટકી જ જવાની અગર પ્રસંગ મળે તો ત્હેને વિષથી હાર કરવા ચુકે નહિ, તેમ તે ધુંધવાતી લક્ષ્મી–વિધિપૂર્વક જ્હેનું પાણિગ્રહણ કર્યું નથી એવી તે લક્ષ્મી ત્હમારા ઘરમાં આવ્યા છતાં પણ ત્હમને પાયમાલ કરશે. આ કાંઇ અતિશયોક્તિ નથી પણ કુદરતના કાનૂનની વાત છે.

ધારો કે ત્હમે કોઇ સુંદર કુમારિકા જોઇ મોહી પડો છો. ત્હમારે ત્હેને પરણવું છે; શું ત્હેને કાલાવાલા કરવાથી તે ત્હમારા પર ફિદા થશે? કે ત્હમારે ત્હમારૂં રૂપ, લાવણ્ય, વાણી, રીતભાત વગેરે આકર્પણીય બનાવી તેણીમાં આપોઆપ ત્હમારા પ્રત્યે ઉચ્ચભાવ ઉત્પન્ન થાય એવી યોજના કરવી પડશે? ત્હમને તો ઘણીએ લગની લાગી હોય કે ઘરથી દોડી તેણીના ઘેર જઇ તેણીનો હાથ માગું! પણ શું એમ કદી કામ બનશે? નહિજ; ત્હમારે ત્હમારા ગુણો અને ખુબીઓ, ત્હમારૂં રૂપ અને ત્હમારી રીતભાત ત્હેના જોવા–જાણવામાં આવે એવી યોજના કરવી પડશે, એટલે પછી તે કન્યા આપોઆપ ત્હમારી પાસે ચાલીચાલી આવશે, અને ત્હમને પાણિગ્રહણની દરેક સગવડ થશે. એજ લગ્ન વધારે મજબૂત થશે. એજ લગ્ન હમેશ પ્રેમમય બન્નેને રાખશે. બાકી અંગ્રેજોમાં હાલ બને છે તેમ કરશો, અગર કન્યા પાસે ( અર્થાત્ લક્ષ્મી પાસે ) યાચના કરતા જશો,– ત્હેની પાસે ઘુંટણીએ પડી તેણીના પ્રેમની માગણી કરશો, તો કદાચ તે ત્હમને વરશે, તોપણ ત્હેનું પરિણામ એ આવવાનું કે બે દિવસ જ ‘હેતના હેડકા’ આવવાના અને પછી રોજ કકળાટ સાંભળવો પડવાનો! આપણા આર્યાવર્તની પૂર્વકાળની સતીઓ ગુણ જોઈ પતિ શોધી કહાડતી, નહિ કે પતિ પત્નીને શોધતો; તેથી તે કેવી શીલવતી રહી શકતી અને પતિ માટે જીવ પણ આપતી તે સર્વને સુવિદિત છે. લક્ષ્મીના સંબંધમાં પણ તેમ જ છે; લક્ષ્મીની ઇચ્છાવાળા પુરૂષે પ્રથ

પોતાને સદ્‌ગુણોથી અલંકૃત કરવાની કાળજી રાખવી, પછી તે વિચિક્ષણ કન્યકા આપોઆપ પોતાના પાત્રને શોધી કહાડશે, અને કાયમને માટે ત્હેની સાથે રહેશે. માટે આબાદીની ઇચ્છાવાળા મનુષ્યે ધનપ્રાપ્તિને પોતાનું લક્ષ્યબિંદુ ન બનાવતાં નિઃસ્વાર્થ પરોપકાર અને જગહિત કરવામાં મચ્યાં રહી આત્માને વિકસાવવા તરફજ દષ્ટિ રાખવી, કે જેથી પરિપકવ વખતે આબાદી આપોઆપ આવીને ભેટશે.

ત્હમે કહોછો કે ત્હમે ત્હમારા પોતા માટે નહિ પણ પરોપકાર કરવા માટે લક્ષ્મી ઇચ્છોછો. જો લક્ષ્મીની ઇચ્છા કરવામાં ખરેખર એજ આશય હશે તો લક્ષ્મી જરૂર આવશે જ. જો ત્હમે લક્ષ્મીવાન થવા છતાં પોતાને લક્ષ્મીના માલેક નહિ પણ લક્ષ્મીના મુનીમ તરીકે માનશો, તો તે અવસ્ય આવી જ મળશે; અર્થાત્ ત્હમારે એમ સમજવું જોઇએ કે, લક્ષ્મીના ત્હમે માલેક નથી કે જેથી મરજી મુજબ ત્હમારા પોતીકા સ્વાર્થ માટે તે વાપરી શકો; પરંતુ તે દેવીના ત્હમે એક મુનીમ છો, અને દેવી પોતાના દુઃખી પુત્રોના હિતાર્થે જે જે કામો કરવા ત્હમને ફરમાવે તે તેણીના ખજાનામાંના પૈસા વડે કરી ત્હેની નોંધ રાખનારા મુનીમ જ ત્હમે તો છો. ત્હમને મુનીમ તરીકેનો પગાર મળે તેટલું પણ કાંઈ ઓછું નથી. શેઠ કરતાં મુનીમને વધારે સુખ છે; શેઠ કાંઈ મુનીમ કરતાં વધારે ખાતો-પહેરતો ભોગવતો નથી, પણ મુનીમ કરતાં વધારે ચિંતા તો ભોગવે છે જ. મુનીમ શેઠ જેટલું જ ખાય છે-પહેરે છે-ભોગવે છે-માન પામે છે-શેઠની લક્ષ્મી પોતાના હાથે વાપરવાનો લ્હાવો લે છે અને વળી ચિંતા વગર રહી શકે છે ! માટે શ્રીમતોએ પોતાના હિત માટે પણ આમ જ કરવું ઉચિત છે કે " લક્ષ્મીના માલેક ન બનવું; લક્ષ્મીના મુનીમ બનવું. "

પરોપકારાર્થે લક્ષ્મી ઇચ્છનારા માણસો પૈકી ઘણાક તો એવા હોય છે કે, જેઓનો ગુપ્ત આશય બડાઈ લેવાનો હોય છે. ત્હમારી પાસે જે થોડું પણ ધન હોય તે ત્હમે પરોપકારાર્થે ન વાપરો અને વધારે ધન પરોપકારાર્થે ઇચ્છવાની વાતો કરો એ કેવું હાસ્યજનક છે! હાલ ત્હમારી પાસે જે થોડાં પણ સાધન હોય ત્હેનો ઉપયોગ ત્હમે પરોપકારાર્થે ન કરી શકતા હો તો, જરૂર માનજો કે, વધારે લક્ષ્મી મળતાં ત્હમે ઘણાજ સ્વાર્થી અને બડાઇખોર થશો. જો ત્હમારી ઇચ્છા જનસેવા બજાવવાની જ હોય તો લક્ષ્મી મળવાની **રાહ જોવી** જરૂરની નથી. ત્હમે તે સત્કાર્ય **આજે જ, હમણાંજ, આ જગાએ** જ કરી શકો તેમ છો. જો ત્હમે, ત્હમે પોતાને ધારો છો તેટલાજ નિઃસ્વાર્થી હો તો, ત્હમે તે નિઃસ્વાર્થતા ત્હમારી જાતને બીજાઓના હિતાર્થે હોમી દઇને બતાવી આપશો. માણસ ગમે તેવો નિર્ધન હોય પણ આત્મભોગ તો આપી જ શકે. **જે અંતઃકરણ કાંઈ સારૂં કરવા ઈચ્છે છે તે કોઇ દિવસ પૈસાની રાહ જોતું નથી; પણ તે યજ્ઞકુંડ પાસે જાય છે, ત્હેમાં 'હું*' પણાના ખરાબ તત્વને હોમે છે. અને બહાર જઇને પડોશી તેમજ મુસાફર, મિત્ર તેમજ શત્રુ સર્વપર એક સરખી રીતે સુખનો શ્વાસ નાખે છે.**

જેમ કારણ અને કાર્યને સંબંધ છે, તેવીજ રીતે આંતરીક ભલાઈ અને આબાદીને સંબંધ છે. અને તેવીજ રીતે આંતરીક બુરાઈ અને નિર્ધનતાને સંબંધ છે.

**ખરી** લક્ષ્મી કઇ? **સદ્‌ગુણનો જે જથ્થો** ત્હમારી પાસે હોય તે.

---

* 'હું' પણું એટલે અભિમાન નહિ, પણ હું-હું અને મ્હારૂં-મ્હારૂં એવો મમત્વ. આ તો **મ્હારૂં** શરીર, આ **મ્હારા** લાભ માટે કરવાનું, આ **મ્હને** નુકશાન કરનાર માટે ત્હેને **મ્હારે** મારવાનો; એવો જે 'હું' ભાવ તે.

ખરી **શક્તિ કઇ?** ત્હમારી પાસે સદ્ગુણનો જે જથ્થો છે ત્હેનો જે **ઉપયોગ** ત્હમે કરો તે.

ત્હમારા **હૃદયને** શુદ્ધ કરો; એટલે ત્હમારૂં **જીવન** શુદ્ધ થશે. કામ, વિકાર, ધિક્કાર, ક્રોધ, માન, લોભ, દુરાગ્રહ, સ્વાર્થાંધતા એ સર્વ ગરીબાઇ અને નબળાઇનાં નામ છે. વિશુદ્ધ પ્રેમ, પવિત્રતા, નમ્રતા, શાન્ત સ્વભાવ, સહનશીલતા, દયા, ઉદારતા, નિઃસ્વાર્થતા, નિર્મમત્વ (હું હું એવા ભાવની ગેરહાજરી) આ સર્વ **લક્ષ્મી** અને **શક્તિનાં** (પર્યાયવાચક) નામ છે.

નિર્ધનતા અને નબળાઇનાં ઉપર કહેલાં તત્વો જેમ જેમ દૂર કરાય છે તેમ તેમ આત્માની અંદરનાં સર્વશક્તિમાન તત્વો બહાર આવતાં જાય છે અને જે માણસ ઉપર કહેલાં તત્વોને પૂરેપૂરાં હરાવી શકે છે તે માણસ આખી દુનિઆને પોતાના પગે પાડે છે. **મહાવીર** આદિ પુરૂષોના જીવન આ સિદ્ધાંતના અચુક પુરાવા તરીકે આપણી સમક્ષ મોજુદ છે.

કહેવાતા શ્રીમંતો પણ શું અપ્રિય સંજોગોની ફર્યાદ કરતા આપણા જોવામાં નથી આવતા? આ ઉપરથી જ આપણે સમજી લેવાનું છે કે, **સુખ બાહ્ય સંજોગો પર નહિ પણ આંતરીક સ્થિતિ-પર આધાર રાખે છે.**

ધારો કે ત્હમે એક પેઢીના કે કારખાનાના માલિક છો; ત્હમારે હમેશ ત્હમારા નોકરો માટે બૂમ પાડવી જ પડે છે અને સારા નોકરો મળે છે તો તે ટકતા નથી. આ પરથી મનુષ્ય જાત પ્રત્યે ત્હમે કંટાળો ખાતાં શીખો છો. ત્હમે સારો પગાર આપવા જાઓ છો, ત્હમે નોક-રોને અમુક પ્રકારની છૂટ આપવા જાઓ છો. અને તેમ છતાં નોકરો સંબંધી ઠારક ત્હમને મળતી નથી. ત્હારે હવે આનું કારણ શું? આ દોષ કોનો? આ સલાહ બરાબર લક્ષમાં લેજો કે, **ત્હમારી સઘળી**

**ચિંતાનું** મુખ્ય કારણ **ત્હમેજ છો.** જો ત્હમે સાચી દાનતથી અંતર દૃષ્ટિ કરશો તો ત્હમારી ભૂલ તુરત દેખાશે અને વળી તુરત જ ચિંતાનું મૂળ નાબુદ કરવાનું બની શકશે. કદાચ કોઇ જાતનું ત્હમારૂં સ્વાર્થીપણું હશે, કદાચ ત્હમારા મનમાં નોકરો પ્રત્યે ખોટા વ્હેમો ભરાઇ ગયેલા હશે, કદાચ ત્હેમના તરફની ત્હમારી વર્તણુક અપ્રિય હશે આને લીધે ત્હમારા હૃદયની ઝેરી હવા ત્હમારા નોકરના હૃદયને અસર કરે છે અને તે ત્હમને નુકશાન કરે છે. ત્હમારા નોકરો પ્રત્યે પ્રેમની ભાવના ભાવો. ત્હેમના સુખ માટે વિચાર કરો. ત્હેમની પાસેથી હદ ઉપરાંતના કામની માગણી ન કરો. પોતાના શેઠના ભલા માટે પોતાના પંડને છેક જ વિસારી દે એવા નોકર મળવા એ મ્હોટામાં મ્હોટું ભાગ્ય છે; પણ પોતાના તાબાના માણસો (કુટુંબીઓ તેમજ નોકરો) ના હિત માટે જે પોતાના સુખને વિસારી દે એવા શેઠ મળવા તે તો એથી પણ વધારે મ્હોટું ભાગ્ય છે. આવા શેઠને બમણું સુખ મળે છે અને ત્હેના નોકરો પણ સુખી થાય છે. "ત્હમે નોકરની સ્થિતિમાં હો, તો જે કામ કરવા ન ઇચ્છો તે કામ નોકરો પાસેથી કદી લેવા ન ઇચ્છશો."

ત્હમારી જીંદગીને બોજા રૂપ—કંટાળા રૂપ બનાવનારા સંજોગો ગમે તેવા હોય તો પણ એ સર્વ સંજોગોમાંથી બહાર નીકળવાનો એક રસ્તો છે; તે એ કે આત્મશુદ્ધિ અને આત્મનિગ્રહ વડે ત્હમે સર્વ અપ્રિય સંજોગોનું અનુકૂળ સંજોગોમાં રૂપાંતર કરી શકો તેમ છે.

ત્હમે કહેશો કે, "પૂર્વ ભવોનાં કરેલાં સારાં નરતાં કામોનું ફળ ભોગવવું જ પડે એ કુદરતનો કાયદો છે; તો પછી આજે આત્મશુદ્ધિ ગમે તેટલી કરીએ તેથી શું વળે ?" પણ ત્હમારે ધ્યાનમાં રાખવું કે તે જ કુદરતનો કાયદો એમ પણ કહે છે કે, "ત્હમારા પૂર્વ ભવોના કોઈ સારાં કૃત્યોના પ્રતાપે જ આજે ત્હમને આત્મશુદ્ધિની અગત્ય

સમજવાની તક મળી છે; તો પછી એનું ફળ પણ ત્હમને કાં ન મળે ?" ખરાબ પરિણામ આપનાર પૂર્વનાં કુકૃત્યને આજની આત્મિક શુદ્ધિથી આપણે નિર્બળ–સત્તાહીન કાં ન કરી શકીએ ? શું ભગવાન મહાવીરસ્વામીએ "કર્મ" ની હીમાયત કરનાર કુમ્ભકારને "ઉદ્યમ" નો–પુરૂષાતનનો પાઠ નહોતો ઉપદેશ્યો ?

જે માણસ 'અહં' પણાને વળગી રહે છે તે પોતાનો શત્રુ છે અને ત્હેને બહારના શત્રુઓ પણ ઘણા આવી મળે છે. જે અહં-પણાને છોડે છે તે પોતાનો બચાવનાર–પોતાનો ઇશ્વિર બને છે અને ત્હેની આજુબાજુ પવિત્ર હૃદયનાં ઇશ્વિરી કીરણ આગળ સઘળું અંધારૂં અદશ્ય થાય છે અને સઘળાં વાદળાં પીગળી જાય છે. જ્હેણે આત્માને જીત્યો છે ત્હેણે વિશ્વને જીત્યું છે. 'હું' પદમાંથી દૂર ખસો; એટલે ત્હમે નિર્ધનતામાંથી નીકળી જશો, દુઃખમાંથી નીકળી જશો, ચિંતામાંથી–નીસાસામાંથી–કકળાટમાંથી નીકળી જશો. અહંપદનું ઘણું પુરાણું–ફાટયુંતુટયું કપડું ત્હમારા આત્માપરથી ખસેડી નાંખો અને ત્હેની જગોએ સાર્વત્રિક પ્રેમનું નવું ચીર પહેરી લો; એમ થશે એટલે **ત્હમારા અંતરમાં ત્હમે સ્વર્ગ જોશો અને એ સ્વર્ગની પ્રતિછાયા બહાર ( ત્હમારી જીંદગીના બનાવોમાં ) પણ જોશો.**

દુનિયામાં જૂદી જૂદી શક્તિઓ છે; એ સઘળીમાં વધારે જોરા-વર શક્તિઓ અવાજ વગરની–શાંત છે–ગુપ્ત છે. ૫૦૦ માણસ જેટલું જોર કરે છે તેટલું જોર કરનારૂં વરાળ યંત્ર એ ૫૦૦ માણસ જેટલો અવાજ કરતું નથી. અને વીજળીક બળ વળી એથી પણ ઓછો અવાજ કરે છે. આ નિયમ આત્માને પણ લાગુ પડે છે. જે માણસ વધારે જોરવાળો છે તે વધારે ચુપકીમાં રહેનારો–શાંત હોય છે. વિચારનું મહાન જોર શાંત મગજોમાં જ હોય છે. એ જોરને જેવે રસ્તે

વાપરવામાં આવે એવું એનું પરિણામ આવે છે. મુક્તિ અને નિપાત બન્ને એજ જોર વડે પ્રાપ્ત થાય છે.

આ જડ પૃથ્વીમાં વસતો માણુસ જેટલું જ્ઞાન સંપાદન કરવાને લાયક છે **તે સર્વ જ્ઞાન માત્ર આત્મનિગ્રહ ('સંયમ') મારફત જ મળી શકે છે.** આત્મનિગ્રહથી મનોબળ વધતું જાય છે. અહીં તહીં વપરાઈ જતું અટકી પૈસો પૈસાને મેળવે છે' એ નિયમાનુસાર ખીલતું જાય છે અને સંપૂર્ણતા—કૈવલ્યજ્ઞાન પણ એમજ ચ્હડતાં ચ્હડતાં મળી શકે છે. આત્મનિગ્રહનું છેલ્લું પગથીઉં ચ્હડનારને કૈવલ્યજ્ઞાન પ્રાપ્ત થાય છે.

શત્રુ—મિત્ર સર્વ તરફ સમભાવ રાખવા, અજ્ઞાનો—દુષ્ટો અને પાપીઓને પણ ક્ષમા કરવા જ્ઞાની ફરમાવી ગયા ત્હેનું કારણ માત્ર એટલું જ છે, એમ કરવાથી મનને સૂર્ય સરખું સ્થિર રાખી શકાય અહીં તહીં ભટકતું ન રાખતાં પોતાના પ્રકાશમાં વિરાજવાનું—તપવાનું ચાલતું રહે. અને એ પ્રમાણે સાચવી રાખેલી વિચારશક્તિ, મનોબળ, આત્મબળ ખીલ્યાં કરે અને **'આગળને આગળ'** વધવાની ફરજ બજાવવામાં આપણે સમર્થ બની નવીન નવીન શક્તિઓ પ્રાપ્ત કરી આખરે સર્વ શક્તિના ભંડાર રૂપ કૈવલ્યજ્ઞાન મેળવી શકીએ.

આપણા લોકો કહે છે કે, દુકાળ કે મરકી અથવા એવાં મહા સંકટો પાપો વધી પડવાથી જન્મ પામે છે. આને આપણે વહેમ ગણી હસી કહાડીએ છીએ; પણ છેકજ તે વહેમ નથી. હિબ્રુ ધર્મગુરુઓ પણ કહેતા કે **બહારના** બનાવો, **અંદરના** ભાવને અનુસરતા બને છે. તેઓ પ્રજા માથે પડતી આફતનું કારણ તેમજ પ્રજાને મળતી ફતેહનું કારણ તે વખતની **પ્રજાના સારા ખોટા વિચારો અને વાસનાઓને જ** માનતા, આ ખોટી માન્યતા નથી. બે રાજ્યો વચ્ચે યુદ્ધ થાય એ કાંઈ રાજા કે એકાદ માણુસને લીધે છે એમ

માનવું એ મૂર્ખાઇ છે. **અહંવહં** માં મગ્ન થવું, સ્વાર્થી કે દુષ્ટ ઇરાદાઓમાં લાગ્યા રહેવું. ઇત્યાદિ ખોટે રસ્તે મનોબળ વાપરવા લાગેલી પ્રજા એ બળના ફળ રૂપે લડાઇ પામે છે. મરકી દુકાળ ઇત્યાદિનું પણ એમજ છે. વિચારોને ખોટે રસ્તે વહેવડાવવા, મનોબળને હીણે રસ્તે વાપરવું; એથી એ **આંતરીક સ્થિતિના પડછાયા તરીકે** એવીજ બાહ્ય સ્થિતિ આવી મળે છે કે જહેને આપણે દુકાળ, મરકી આગ, લડાઈ ઇત્યાદિ નામોથી ઓળખીએ છીએ.

સઘળી ચીજો અને બનાવોને હયાતીમાં લાવનાર અવાજ વગરનું પણ પ્રબળ શક્તિ ધરાવનાર '**વિચારબળ**' જ છે. જડ પદાર્થનું પૃથક્કરણ કરતાં એવું જણાયું છે કે તે પણ 'વિચારમાંથી બનેલા છે. વિદ્યાલયો અને કૉન્ફરન્સો પ્રથમ 'વિચાર' સૃષ્ટિમાં બંધાઇ, પછી જમીન ઉપર ત્હેનાં મકાન—મંડપ અને મેદની જોવામાં આવે છે. ગ્રંથકાર શોધક, ચિતારો અને શિલ્પી પ્રથમ 'વિચારભૂમિમાં પોતાના કામના દરેક ભાગ પૂરા કરે છે અને પછી એ 'વિચારો' ને 'પદાર્થ' નું રૂપ આપે છે.

જ્યહારે 'વિચારબળ' કુદરતના કાનૂનને **અનુસરીને** કામ કરે છે ત્યહારે તે 'બાંધવાનું' અને 'રક્ષણ કરવાનું' કામ કરે છે, અને જ્યહારે તે કુદરતના કાનૂન **વિરૂદ્ધ** કામ કરે છે ત્યહારે 'વિખેરવાનું' અને નાશ કરવાનું કામ કરે છે.

"વિશ્વમાં સૂર્યપ્રકાશ માફક સુખ ફેલાયલું છે, પણ દુઃખ તો આપણી વાસનાઓના પડછાયા રૂપે આવી પડે છે" એ માન્યતામાં સંપૂર્ણ શ્રદ્ધા રાખીને વર્તવું એ, પરમેશ્વર સાથે વાતચીત કરવા બરાબર—પરમેશ્વરના હુકમ મુજબ વર્તવા બરાબર જ છે, જ્યહાં બીક, ગભરાટ, કંટાળો, ચિંતા, સંશય, નિરાશા અને ખેદ છે, ત્યહાં મોક્ષ નથી. મોક્ષની વ્યાખ્યા જ કહે છે કે, એ સ્થિતિઓથી કાંઇ

જૂદી જાતની સ્થિતિ એનું નામ જ મોક્ષ, હવે જુઓ કે ઉપલી સર્વ સ્થિતિઓ માત્ર ' અહંપદ ' ની છોકરીઓ છે અને જે સુખનો સિદ્ધાંત ઉપર જણાવ્યો એમાં આસ્થા ન રાખવાનુંજ એ પરિણામ છે. **આસ્તિક નાસ્તિકની પરીક્ષાનું ધોરણ આ સિદ્ધાંત જ છે.** ' આસ્તિક'ની ગણતીમાં આવવા ઇચ્છનારી પ્રજાએ એ સિદ્ધાંતને પૂજવો જોઇએ અને બીક–ચિંતા–નિરાશા આદિ ઉપર કહેલી સ્થિતિઓને રાજીનામું આપવું જોઇએ. બ્હીનાર, ચિંતા કરનાર કે ખેદ કરનાર માણસ "પાપી' છે, એ ક્રિયાઓ 'પાપ'ની ક્રિયાઓ છે; કારણ કે 'નિશ્ચય નય'થી જોતાં આત્મા આનંદમય છે તો જ્યહાં સુધી ત્હેને બીક, દિલગીરી વગેરે વળગેલાં રહે ત્યહાં સુધી તે 'પાપ' માંજ છે. ' થવાનું મિથ્યા થવાનું નથી ' એવું સર્વજ્ઞનું વચન ન માને ત્હેને આપણે ' નાસ્તિક ' કહીએ છીએ. તો ' ચિંતા ' કરનાર કેમ નાસ્તિક' નહિ ? તે કેમ ' મિથ્યાત્વી ' નહિ ? આસ્તિકનો જે સિદ્ધાંત હરહમેશ આપણને સંપૂર્ણ દશાએ પહોંચાડવા ઉદ્યમ કરી રહ્યો છે ત્હેને હઠ્ઠાવનાર—ત્હેની અસર ધોઇ નાખનાર અને તેથી આપણને આ દુઃખી સ્થિતિમાં હોમનાર બીજું કોઈ નહિ પણ ઉપર કહેલી બીક–સંશય–ગભરાટ વગેરે સ્થિતિઓ જ છે.

એ સ્થિતિઓને દૂર કરવી એનું નામ **સ્વતંત્ર દશા.** અને એ સ્વતંત્ર દશા પ્રાપ્ત કરવાનો એક જ રસ્તો છે તે એ છે કે **આત્મિક જ્ઞાનનો ધીમે પણ મક્કમ પગલે વધારો કરવો.**



# પ્રકરણ ૪ થું.

## ભાવના બળ.



આત્મનિગ્રહ કરવાનો **મહાવરો** વિવેકપૂર્વક પાડવાથી માણુસને પોતાની અંદર રહેલી ભાવના શક્તિ અથવા વિચારબળના **અસ્તિત્વનું** ભાન થાય છે. અને એમ મહાવરો વિવેકપૂર્વક—બુદ્ધિપૂર્વક પાડતાં પાડતાં જ્યહારે ત્હેનામાં આત્મનિગ્રહની શક્તિ ખરેજ આવી પુગે છે ત્યહારે તે સાથે જ પેલી ભાવનાશક્તિ અથવા વિચારબળનો વ્યાજબી રસ્તો **ઉપયોગ કરવાની શક્તિ** પણ ત્હેનામાં આવી જાય છે. **જેટલા પ્રમાણમાં એક માણુસ સંયમ પાળે છે અર્થાત્ આત્મનિગ્રહ કરે છે એટલા જ પ્રમાણમાં તે બાહ્ય સંજોગો પર કાબુ મેળવવાને સમર્થ બને છે.**

કેટલાક માણુસો એવા હોય છે જેઓ સર્વ સુખોની **વચ્ચમાં** હોવા છતાં હમેશ દુઃખના જ ઉદ્દગાર કહાડે છે. તેઓના મનમાં અનેક તરેહની શંકાઓ, વ્હેમો, ધાસ્તીઓ ઉપજ્યાં જ કરે છે. આવાને આપણે દુઃખ વ્હોરી લેનારા માણુસો જ કહીશું. શ્રદ્ધા અને આત્મનિગ્રહ વગરનો માણુસ કોઈ દિવસ સુખી થવાનો નહિ; તે પ્રત્યેક સંજોગનો ગુલામ બનવાનો. એવા લોકો દુઃખ પડતાં પડતાં ઘડાય છે, અને **કડવો અનુભવ લઇને** છેવટે સીધે રસ્તે આવે છે.

**શ્રદ્ધા અને નિશ્ચય: એ બે જ જીંદગીની મુખ્ય શક્તિઓ છે.** એવી એક પણ ચીજ નથી કે, જે મજબુત શ્રદ્ધા અને દૃઢ નિશ્ચય એ વડે સિદ્ધ ન થાય. પ્રતિદિન મૌનપણે શ્રદ્ધાનો મહાવરો કરવાથી આપણું વિચાર બળ **આગળ પાછળથી એકઠું થઇને એક જગાએ જમા થાય છે.** અને પ્રતિદિન મૌનપણે નિશ્ચયને દૃઢ કરવાથી પેલું એકઠું થયેલું વિચાર બળ અથવા ભાવના શક્તિ **ઇચ્છિત પદાર્થ તરફ જ ગતિ કરે છે.** પહેલી શક્તિથી ખુણે-ખાંચરેથી બળ એકઠું થાય છે અને બીજી શક્તિથી તે અમુક લક્ષ્ય તરફ જ ગતિ કરે છે. આ પ્રમાણે ઇચ્છેલું કાર્ય પાર પાડવામાં આ બે શક્તિઓ અત્યંત ઉપયોગી છે.

ત્હમે ગમે તેવી સ્થિતિમાં હો, ત્હમારો ધંધો ગમે તે હોય. **પરન્તુ જો ત્હમારે બળ, ઉપયોગીપણું અને વિજયનો અંશ પણ જોઇતો હોય તો ત્હમારે સ્વસ્થપણું અને મનોશાન્તિ નામના ગુણોને કેળવી કેળવીને ત્હમારૂં વિચારબળ એક જગાએ એકઠું કરતાં શિખવું જોઇશે જ.** કદાચ ત્હમે ધંધાર્થી હો અને કોઇ સંકટમાં આવી પડ્યા હો; તેથી ત્હમે ગભરાઓ અને ચીડાઉ બનો, એ સંભવીત છે. પરંતુ એવી માનસિક સ્થિતિમાં કાયમ રહેવાથી જરૂર માઠું જ પરિણામ આવવાનું. કારણ કે જરૂર માનજો કે **જ્યહારે ચિંતા ન્હાની બારીએથી પ્રવેશ કરે છે ત્યહારે બુદ્ધિ મ્હોટે બારણેથી છટકી જાય છે.** ચિંતાને ચિતા સમાન ગણવામાં આવે છે તે યથાર્થ છે.

ત્યહારે આવી ચિંતાના પાસમાંથી મુક્ત થવાનો રસ્તો કયો ? દુનીઆમાં બહાદુરમાં બહાદુર ગણાતો માણસ, અરે ખુદ દેવો અને દેવોના દેવ પણ કૃતકર્મ તથા ભવિતવ્યતાને રોકવા શક્તિમાન નથી. અને

તે જો રોકી શકાય તો કુદરતના કાયદા બધા ઉંધા વળે અને જગતમાં અંધેર–અંધેર જ થઇ જાય. બુદ્ધ અવતારો, તીર્થંકરો–પેગમ્બરો અને દેવોને પણ પૂર્વ કર્મનું કડુ ફળ ભોગવવું પડ્યું હતું. એટલે ચિંતાનાં કારણો જે દુઃખો અને સંકટો ત્હેને **રોકવાની** શક્તિ તો કોઇમાં છે જ નહિ; પણ જગતમાં એવા વિરલા તો જોવામાં આવશે ખરા કે જેઓ તે ચિંતાની **અસર** ન થવા દે. વરસાદને રોકી શકાશે નહિ, પણ વૉટરપ્રુફ ડગલો પૈહેરવાથી અને છત્રી ઓઢી લેવાથી શરીરને ભીંજાતું અટકાવી શકાશે. ધમધોકાર વરસાદનું પાણી આપણા શરીર પર પડવા છતાં માત્ર એક વૉટરપ્રુફ ડગલાની જાડાઇ જેટલો જ પ્રતિરોધ વચ્ચે આવે છે અને તે વરસાદની અસર થવા દેતો નથી; એવીજ રીતે દુઃખો અને ચિંતાઓ ધમધોકાર આપણા ઉપર મુશળધારાએ વરસે તો પણ આપણે એક 'ઓવરકોટ'–વૉટરપ્રુફ કોટ એવો પહેરી શકીએ કે જેથી તે સર્વ આપણાથી **જરા માત્ર** દૂર રહી જાય અને આપણને **અસર ન કરી શકે.** આપણી આસપાસનાઓ તો એમ જ જોઇ શકે કે આ દુઃખ આપણને વળગી ચૂક્યું છે; પણ આપણે ત્હેને કોટની જાડાઈ જેટલે છેટે જોઇ શકીએ. એવો વૉટરપ્રુફ કોટ કયો ? તે ક્યહાંથી લાવવો ? ત્હમે કે જેઓ એવા ડગલાની ગરજ ધરાવતા હો તેઓ લક્ષપૂર્વક સાંભળો.

પ્રાતઃકાળમાં અથવા મોડી રાત્રે કોઇ એકાંત જગામાં અથવા ત્હમારા ઘરમાંની એકાંત ઓરડીમાં જાઓ, કે જ્યહાં કોઇ જાતનો અવાજ કે ખલેલ નડે નહિ. પલાંઠી વાળીને હરકોઈ આસને બેસો કે જે આસન ત્હમને દુઃખકર્તા ન હોય. શરીર સ્થીર થયા પછી મગજમાંથી ચિંતાના બનાવને ધક્કેલી ક્હાડવા માટે, ત્હમારી જીંદગીમાં કોઇ પણ વખત સુખનો, આનંદનો, ઉત્સાહનો, હર્ષનો, આલ્હાદનો

આવી ગયો હોય તે વખતને યાદ કરો. એ આલ્હાદક બનાવની છબી ત્હમારી કલ્પના શક્તિ આગળ ખડી કરો. એ આલ્હાદ જેમ જેમ ત્હમો યાદ કરતા જશો તેમ તેમ હમણાની ચિંતા આસ્તે આસ્તે ત્હમારા મગજમાંથી ખસતી જશે અને થોડા વખતમાં તો ત્હમો **આનંદમય** બની જશો. કદાચ ચિંતાનો મેલો વળગાટ પાછો ઉથલો નાખવા તૈયારીઓ કરે તો તુરત જ આલ્હાદક દેખાવ **ફરી યાદ કરો.** જેમ વિષયસુખ વખતે ભિક્ષુક કે દેવાદાર કે દેશનિકાલ થયેલા પુરૂષને પણ આનંદ સિવાય બીજો ખ્યાલ આવી શકતો જ નથી; જેમ ત્હેના મગજમાં અહોનીશ રમી રહેલું નિર્ધનતા, મુશીબત કે ચિંતાનું દુઃખ તે વખતને માટે અંતર્ધાન થાય છે; તેમ અગાઉના કોઇ આલ્હાદક બનાવને સ્મરણ શક્તિમાં પાછો બોલાવીને ત્હેનું ચિન્તવન કરવાથી તાત્કાલિક દુઃખ અને ચિંતાનું વિસ્મરણ થશે.

એવી રીતે જ્યહારે ચિત્તસ્વાસ્થ્ય અને મનોશાન્તિ પ્રાપ્ત થાય કે **તુરત જ ત્હેનો લાભ લેવો જોઇએ.** ત્હમારી હાલની મુશ્કેલી શું કરવાથી દૂર થાય એ બાબત પર પેલા શાન્ત ચિત્તની મદદથી વિચાર કરો. પ્રથમ જે નિરાકરણ ત્હમને ઘણું કઠીન લાગતું હતું તે હમણાં સુગમ લાગશે અને ત્હમને જે કાંઇ રસ્તો સુઝશે તે ખરેખરો સુઝશે.

ત્હમારા ચિત્તને તદ્દન શાન્ત કરતાં કદાચ દિવસ ઉપર દિવસ પણ ચાલ્યા જશે. પણ જો ત્હમે ખંતપૂર્વક લાગ્યા રહેશો તો જરૂર ચિત્તશાન્તિ પ્રાપ્ત કરશો જ. આ ચિત્તશાન્તિના વખતમાં ત્હમને જે રસ્તો સુઝી આવે તે અવશ્ય ગ્રહણ કરજો; એ રસ્તે જરૂર ચાલજો. આટલું ભાર દઇને કહેવાનું કારણ પૂછતા હો તો તે એ છે કે, બીજે દિવસ જ્યહારે ત્હમે ધંધામાં લાગશો ત્હારે પ્રથમ સુઝેલો વિચાર હવાઈ અથવા કઠીન અથવા નિર્માલ્ય લાગશે. પણ ત્હમે દૃઢ રહેજો. શાન્ત

ચિત્તથી જે કાંઇ સત્ય જોયું હતું ત્હેનાથી જ દોરાજો; ચિંતાના પડછાયા-થી દોરાતા ના. **ચિત્તશાન્તિના ટુંકા સમયમાં જે કાંઇ જોવામાં આવે છે તે દેવવાક્ય તુલ્ય માનજો.** એવી એક પણ મુંઝવણ નથી કે જ્હેનો રસ્તો, વિચારોને સ્થિર કરીને શાન્ત બનાવવાથી ન જડી આવે. એવો એક પણ ઇચ્છવા યોગ્ય પદાર્થ નથી કે જે આત્મિક શક્તિને વાજબી રીતે વાપરવાથી ન મળી શકે.

જ્યાં સુધી ત્હમે ત્હમારા આત્મામાં ઉંડા ઉતરીને ત્હાં સંતાયલા છૂપા શત્રુઓને વશ ન કરો ત્હાં સુધી ત્હમને 'વિચારબળ' શું ચીજ છે, ત્હેનો બાહ્ય પદાર્થો સાથે શું સંબંધ છે, ત્હેની જાદુઇ અસર કેવી રીતે થાય છે અને તે અસરથી જીંદગીના બનાવો કેવી રીતે બદલાઇ જાય છે; એ સર્વનો ખ્યાલ ત્હમારા મગજમાં આવી શકશે જ નહિ.

ત્હમારા મગજમાં થતો દરેક 'વિચાર' એક force છે—'શક્તિ' છે. તે વિચારના જેવા જ વિચારો કરનારા માણસ તરફ ત્હમારો તે વિચાર દોડશે અને ત્હાંથી પાછા ત્હમારા તરફ ફરીથી આવશે અને તે વિચાર ઉત્તમ હશે તો ત્હમને હિત કરશે અને કનિષ્ટ હશે તો ત્હમને નુકશાન કરશે. વિચારબળની આપ—લે અહોનિશ ચાલ્યાં જ કરે છે. સ્વાર્થી અને નુકશાન કરવાના વિચારો તે વિનાશકારક શક્તિઓ છે એમ સમજો. તે શક્તિઓ **એવા** બીજા પુરૂષોને પહોંચી વળે છે, ત્હેમને નુકશાન કરે છે અને ત્હાંથી **બેવડા જોર સાથે** પાછી ફરીને ત્હમારા ચિત્તને ભ્રષ્ટ કરે છે. એથી ઉલટું, શાન્ત—પવિત્ર—નિઃસ્વાર્થી વિચારો તે એટલા **દેવદૂત** છે, કે જે દેવદૂતો પોતાની પાંખોપર તન-દુરસ્તી, સુખશાન્તિ અને આબાદી લઇને આ દુનીઆ પર ઉતરી આવે છે અને દુષ્ટ શક્તિઓને નકામી કરે છે. તેઓ ચિંતા અને ગમગીનીના ખળભળેલા સમુદ્રમાં આનંદરૂપી તેલ નાખે છે અને ભાગેલા હૃદયને અમૃતવડે સાજું અને યુવાન કરી આપે છે.

**ભલા વિચારો કરો, ભલી ભાવનાઓ ભાવો, એટલે તે વડે ત્હમારી બાહ્ય જીંદગી પણ સુખી થશે.** આત્મિક શક્તિ જેવે રસ્તે વાપરશો ત્હેના પ્રમાણમાં સુખી કે દુઃખી થઈ શકશો. પાપાત્મા અને તીર્થંકર કે પેગમ્બર કે સિદ્ધ પુરૂષો વચ્ચે તફાવત એટલો જ છે કે. આ જીવો પોતાની અંદરની શક્તિ પર સંપૂર્ણ કાબુ ધરાવે છે; જ્યહારે પેલા, તે શક્તિના સંપૂર્ણ કબજામાં છે.

**ખરા સુખ અને જાથુની શાન્તિ માટે જો કોઇ પણ ઈલાજ હોય તો તે માત્ર આત્મનિગ્રહ અને આત્મશુદ્ધિ જ** છે. ઘડી ઘડીમાં પ્રેમના ઉભરા, તિરસ્કારના હાંતીયા, ઈર્ષા, અભિમાન વગેરે તરંગો આવે અને જાય ત્હાં ચિત્તની શાન્તિ કેવી રીતે જળવાય અને માણસને સુખ ક્યહાંથી મળે? **આ ક્ષણિક તરંગો પર જય મેળવો એટલે જીંદગીના થાનમાં સુખની સોનેરી દોરી વણી કહેવાશે.** ત્હમારે હમેશ એકાંતમાં બેસી શાન્તિનો અનુભવ લેવાનો મહાવરો કરવો જોઇએ. વિખરાઇ ગયેલી શક્તિઓને એકઠી કરીને એકજ આશય તરફ તે શક્તિઓને વહેવડાવવાનો આ જ રસ્તો છે.

**જેમ જેમ ત્હમે ત્હમારા ક્ષણિક તરંગો અને વિચારો પર પુરતો અંકુશ ધરાવતા જશો તેમ તેમ ત્હમારા પોતામાં એવી એક નવિજ જાતની શાંત શક્તિ ઉત્પન્ન થતી જતી ત્હમે જોઈ શકશો, કે જે વડે ત્હમારો ચહેરો શાંત, ઠરેલ પણ મક્કમ બનશે અને ત્હમારામાં નબળાઇની જગ્યાએ કૌવત આવી દરેક કામમાં ફતેહ જ ત્હમારી રાહ જુએ છે એવું ભાન ત્હમને થશે.** આ શકિત સાથે ત્હમારા હૃદયમાં એક વિચિત્ર પ્રકારનો પ્રકાશ પણ થશે કે જે પ્રકાશ ત્હમારી ભ્રમણાઓ, વ્હેમો, અજ્ઞાનતાને દૂર કરી ત્હમને આનંદના અજવાળામાં લાવી

સુરશે; મતલબ કે વિચાર શક્તિ પણ ખીલશે. આ શક્તિ કેટલાકોમાં એટલી હદ સુધી ખીલે છે કે, ભવિષ્યમાં શું થશે તે પણ તેઓ જોઈ શકે છે. આ શક્તિના પ્રતાપે, તેઓ કાંઈ પણ પ્રયાસ ન કરે તો પણ સમર્થ પુરૂષોનું ત્હેમના તરફ આકર્ષણ આપોઆપ થાય છે. લાગવગ, લક્ષ્મી, યશ વગેરે ખેંચાઇને ત્હેમની પાસે આવે છે.

માણસનું સુખ–દુઃખ પોતાના હાથમાં જ છે. જે માણસને સુખી, જગહિતકારી, મજબુત થવું હોય ત્હેણે દુઃખી વિચારો–નિરાશાના વિચારો–કોઈનું અહિત કરવાના વિચારોના પાસમાં પડવું જ નહિ અને એવા વિચારો પર અંકુશ રાખીને સારા વિચારો પોતાના મગજ-રૂપી મકાનમાં દાખલ કરવા. આવી રીતે સારા યા ખોટા વિચારોને પોતામાં દાખલ કરવામાં જેટલું શાણપણ અને મક્કમપણું જેટલા પ્રમાણમાં ત્હમે ધરાવશો તેટલા જ પ્રમાણમાં સુખ કે દુઃખ કુદરતી રીતે જ આવ્યાં કરશે.



# પ્રકરણ ૫ મું.

## તનદુરસ્તી, વિજય અને શક્તિનું રહસ્ય.



આપણે જ્યહારે ન્હાના બાળક હતા ત્યહારે પરીઓ અને દેવીઓની ઘણી વાતો સાંભળી હતી અને તેથી આપણને ઘણો આનંદ થતો હતો. કોઇ ભલા માણસને એ પરીઓ અને દેવીઓ મદદ આપતી અને અણીના વખતે રાક્ષસો, દુષ્ટ રાજાઓ, શત્રુઓ વગેરેથી ત્હેમનું રક્ષણ કરતી. આવી વાતોને આજે આપણે 'ગપ્પ' માનીએ છીએ. પરંતુ એ ગપ્પ નથી. આપણે જો પવિત્રતાના રાજ્યમાં ફરીથી ન્હાના બાળક બનીશું તો તે 'ગપ્પ' ને તદ્દન ખરી જ માની શકીશું. એ પરીઓ અને દેવીઓ, પવિત્ર પુરૂષની આસપાસ **વિચારના** રૂપમાં હયાતી ધરાવે છે. 'વિચાર' એ જીવતું પ્રાણી છે અને સદ્‌વિચાર એ **સુખ આપનાર જીવતા પ્રાણી** તરીકે અહીંતહીં ફરે છે. 'પવિત્ર' એ શબ્દ અત્રે માત્ર 'નીતિમાન' એવા રૂપમાં વપરાયો નથી; પણ એ શબ્દમાં નિર્મળ વિચાર, ઉચ્ચ આશય, નિઃસ્વાર્થી પ્રેમ અને નિરભિમાન એટલા ગુણોનો સમાવેશ સમજવાનો છે. આવા ગુણોમાં નિરંતર રહેવાથી આપણી આસપાસ એવું અદૃશ્ય વાતાવરણ બંધાય છે, કે જે મધુરતા અને શક્તિથી ભરપુર હોઇ, ત્હેની નજીકમાં આવતા દરેક પ્રાણીપર તેવી અસર કરે છે.

જ્યારે સૂર્ય સંપૂર્ણ રીતે પ્રકાશે છે, ત્યારે છાયા કે અંધકાર અદૃશ્ય થઈ જાય છે; તેવીજ રીતે શ્રદ્ધા અને પવિત્રતાથી રંગાઇ ગયેલા મનની દૃઢતા રૂપી સૂર્યની ચારે બાજુએ ફેલાતાં કિરણો આગળ પાપની દુર્બળ શક્તિઓ નાશ પામે છે,—હતી ન હતી થઇ જાય છે.

જ્યાં ખરી શ્રદ્ધા અને નિષ્કલંક પવિત્રતા હૃદયમાં જામી રહેલાં હોય છે ત્યાં તનદુરસ્તી છે, ત્યાં વિજય છે, ત્યાં સામર્થ્ય અથવા શક્તિ છે. **આવા હૃદયમાં રોગ, પરાભવ કે દુર્ભાગ્ય પ્રવેશ કરી શકે નહિ;** કારણ કે ત્યાં ત્હેના ખોરાક કે પાલનને વાસ્તે કાંઇ પણ જગ્યા નથી.

શારીરિક સ્થિતિનો ઘણો આધાર માનસિક સ્થિતિપર રહેલો છે એ વાતને ધર્મશાસ્ત્રો કબુલ રાખે છે, એટલુંજ નહિ પણ પાશ્ચાત્ય સાયન્સ પણ ત્હેને સંપૂર્ણ ટેકો આપે છે. જડવાદીઓ એમ માનતા આવ્યા છે કે મનુષ્યના મનનો આધાર ત્હેના શરીરપર રહેલો છે; પણ આ બાબતની અસત્યતા હવે લોકોને જણાતી થઇ છે અને હવે લોકો એમ માનવા લાગ્યા છે કે **મન** એ શરીર કરતાં વધારે ઉચ્ચ તત્વ છે અને **શરીરની સ્થિતિનો ઘણો આધાર મનુષ્યના વિચારો પર રહેલો છે.**

મનુષ્યને અજીર્ણ થયું છે **માટે** તે ચિંતાતુર થાય છે, એવી જે માન્યતા લોકોમાં ફેલાયેલી હતી તે હવે ઘટતી જાય છે. ત્હેને બદલે લોકો એમ માનતા થયા છે કે, મનુષ્યને **પ્રથમ** ચિંતા થાય છે અને તે ચિંતાના **ફળ રૂપે** અજીર્ણ થાય છે. સર્વ રોગોનો આધાર માનસિક સ્થિતિપર છે, એ બાબતનું જ્ઞાન વખત જતાં સર્વસામાન્ય થશે, એમ આશા રાખીએ તો તે ઉચિત જ ગણાશે.

આ જગતમાં એવું એક પણ દુઃખ નથી કે જેનું મૂળ, **મનમાં ન હોય.** જગતમાં જે દુઃખ, પાપ, રોગ, દિલગીરી કે કષ્ટ આપણે જોઇએ છીએ તે વિશ્વવ્યવસ્થાના પરિણામરૂપ નથી, તેમજ કોઈ

વસ્તુમાં સમાયેલાં નથી, પણ **વસ્તુઓના પરસ્પરના સંબંધના અજ્ઞાનથી** તે ઉદ્ભવે છે.

પરંપરાથી એવી વાત ચાલી આવે છે કે, પૂર્વે હિંદુસ્થાનમાં તત્વજ્ઞાનીઓનો એક વર્ગ વસતો હતો, જેઓ એટલી પવિત્રતાથી અને સરળતાથી પોતાની જીંદગી પસાર કરતા હતા કે તેઓ દોઢસો વર્ષ સુધી જીવી શકતા હતા, અને તે દરમ્યાન માંદા પડવું તે એક નહિ માફ કરી શકાય એવા દોષ તરીકે ગણવામાં આવતું હતું અને લોકો માંદા પડનારના ઉપર તિરસ્કારની દૃષ્ટિથી જોતા હતા, કારણ કે તે મનુષ્યે બરાબર નિયમ પાળ્યા નથી, એ હેની માંદગી ઉપરથી સિદ્ધ થતું મનાતું હતું. આપણે જેટલી જલદીથી આ સત્ય સ્વીકારીએ અને માનીએ કે, **માંદગી એ ગુસ્સે થયેલા ઇશ્વર તરફનો દંડ નથી અથવા તો કોઇ અવિચારી વિધાતાની કસોટી નથી, પણ આપણા દુષ્કૃત્ય કે પાપના પરિણામ રૂપ છે,**—તેટલી જલ્દીથી આપણે આરોગ્ય અથવા તનદુરસ્તીના માર્ગની સમીપ આવેલા છીએ એમ જરૂર માનજો.

**જે, રોગનું આકર્ષણ કરે છે, હેને જ રોગ પ્રાપ્ત થાય** છે. જેનું મન તથા શરીર રોગ ગ્રહણ કરવાને લાયક બને છે હેનાજ શરીરમાં રોગ દાખલ થઇ શકે છે; પણ **જેઓનું મજબુત, શુદ્ધ અને પવિત્ર મનોબળ ચારે બાજુએ તનદુરસ્તીના અને બળના વિચારો ફેલાવે છે તેઓના શરીરથી રોગ દૂર નાસે છે.**

જો હમારા મનમાં ક્રોધ, ચિંતા, ઇર્ષ્યા, લોભ અથવા એવી કોઇ હલકા પ્રકારની વિચારશ્રેણી રમતી હોય અને હમે જો પૂર્ણ તનદુરસ્તીની આશા રાખતા હો, તો જરૂર હમે **અશક્ય** બાબતની આશા રાખો છો; કારણ કે હમે દરેક ક્ષણે હમારા વિચારોથી શરીરમાં રોગનાં બીજ વાવો છો. જેઓ ખરેખરા ડાહ્યા છે તેઓ તો

આવી મનની સ્થિતિનો સર્વથા ત્યાગ કરે છે; કારણ કે ખરાબ ગટર-વાળા કે ચેપી રોગવાળા ઘરમાં વસવા કરતાં પણ આવી મનની સ્થિતિ વધારે હાનિકારક છે.

**જો સંપૂર્ણ શારીરિક રોગથી બચવાનું ત્હમે ઇચ્છતા હો અને પુરેપુરી તનદુરસ્તી મેળવવા માગતા હો તો ત્હમારા મનને બરાબર નિયમમાં લાવો અને ત્હમારા વિચારોને પરસ્પર સંગત બનાવો; પ્રસન્નતા અથવા પ્રેમના વિચારોને મનમાં દાખલ કરો અને ત્હમારી રગેરગમાં શુભેચ્છાનો પ્રવાહ વહેવા દો;** એટલે પછી ત્હમને બિલકુલ દવાની જરૂર પડશે નહિ. **ત્હમારી ઇર્ષ્યા દૂર કરો, વ્હેમનો ત્યાગ કરો, ચિંતાને દેશવટો દો, ધિક્કારને તિલાંજલી આપો, સ્વાર્થપરાયણતાને મનમાંથી ધક્કેલી કાઢો અને ત્હેની સાથે જ ત્હમારા શરીરમાં રહેલી અજીર્ણતા, પિત્તપ્રકૃતિ, દુર્બળતા, અંગભંગાદિ સકળ દુઃખ જડમૂળથી ચાલ્યાં જશે.** જો ત્હમે નિર્બળ અને અધમ બનાવનાર અશુભ માનસિક આદતોને વળગી રહો તો પછી ત્હમને માંદગી ભેટે તેવે વખતે "હું માંદો છું" એમ બીજા આગળ ત્હમારૂં દુઃખ રડતા નહિ. મનની ટેવ અને શારીરિક સ્થિતિને કેટલો બધો નિકટનો સંબંધ છે તે બરાબર સમજવું હોય તો નીચે જણાવેલી વાર્તા ધ્યાન દેઇને વાંચો.

એક બીમાર એક ભયંકર દરદથી પીડાતો હતો. વૈદ્યો, હકીમો અને ડોકટરો ત્હેનું દરદ મટાડી શક્યા નહિ. કામણ–દુમણ અને મંત્રજંત્રના પ્રોફેસરો ત્હેનું દુઃખ ઓછું કરી શક્યા નહિ. છેવટે પવિત્ર કહેવાતા ઝરાઓ, નદીઓ અને કુંડોમાં સ્નાન કરવાથી પોતાનું તે ત્રાસદાયક દુઃખ નાબુદ થશે એમ સમજી તે પણ કરી ચૂકયો; પણ કશાકશાથી તે દુઃખ મુક્ત થયો નહિ. એક રાત્રીએ સ્વપ્નમાં ત્હેને કોઇ

સાધુ પુરૂષ દેખાયો. ત્હેણે કહ્યું. "બન્ધુ! શું તું બધા ઇલાજ કરી ચૂક્યો?" બીમારે કહ્યું: "અફસોસ! હું બધા નિષ્ફળ ઇલાજ કરી ચૂક્યો છું." તે સાધુ પુરૂષ બોલ્યો: "ડર નહિ; ચાલ મ્હારી સાથે; હું ત્હને એક કુંડ બતાવીશ, જેમાં સ્નાન કરવાની સાથેજ ત્હને આરામ થશે." તે બીમાર તે સાધુ પુરૂષની પાછળ પાછળ ચાલ્યો અને એક સ્વચ્છ જલના કુંડ આગળ તેઓ બંને થોભ્યા. "બચ્ચા, ઝીપલાવ આમાં અને થઇ જા તનદુરસ્ત!" એમ કહીને તે સાધુ પુરૂષ અદૃશ્ય થઇ ગયો. તે બીમારે તેમ કર્યું અને સ્નાન કરીને બહાર નીકળતાં જ તે તદ્દન નીરોગી બની ગયો! એ વખતે ત્હેની આંખ તે કુંડ ઉપરના એક પાટીયા ઉપર પડી, કે જે પાટીયામાં




એવા સોનેરી શબ્દો કોતરેલા હતા.

બીમાર જાગી ઉઠયો તે વખતે ત્હેના મગજમાં આખું સ્વપ્ન રમી રહ્યું. તે સ્વપ્નના ઉંડા અર્થ ઉપર **મનન કરતાં કરતાં** ત્હેને જણાઈ આવ્યું કે, આહાર-વિહારમાં અને દરેક બાબતમાં હું **હદ ઓળંગું છું** અથી જ મ્હારે દરદના ભોગ થવું પડયું છે. મ્હારે માટે "**ત્યાગ કર**" એ સોનેરી શબ્દો તદ્દન બંધબેસતા છે. અને ત્હેણે એજ પળથી સ્વપ્નની તે સોનેરી સલાહ અમલમાં મુકવાનો નિશ્ચય કર્યો. તેજ પળથી ખાધાપીધામાં તે મિતાહારી થયો. **શરીરની અને આત્માની શક્તિઓનો વ્યય કરવામાં પણ મિતવ્યયી થયો** અને લોભ, ક્રોધ, કામ અને માનના ઉછાળામાં જે આજ સુધી રમતો તે હવે તે તે વિકારોનો બહિષ્કાર કરવા લાગ્યો. **પરિણામે**

**ત્હેના મગજમાં તે શાન્તિ અનુભવવા લાગ્યો અને અંતરની એ શાન્ત સ્થિતિનો પડછાયો બહાર પડવાથી શરીર પણ શાન્ત–નિરોગી બન્યું.**

ઘણા માણસો વિષયતૃપ્તિમાં શ્વાન તુલ્ય બની, ખાવાપીવામાં અંધ બની, ક્રોધાદિ આવેશોને સહજ સહજમાં તાબે થઇ, અસાધ્ય દરદો ઉત્પન્ન કરે છે અને પછી બૂમ પાડે છે કે " અરેરે કામના બોજાથી અમે તો મરી ગયા ! " અગર " કર્મ દેવના જુલમથી રીબાઇ મુઆ ! " આવા આત્મઘાતીઓ માટે પેલા બીમારના સ્વપ્નમાંના **" ત્યાગ કર "** એ શબ્દ અમૂલ્ય સલાહરૂપ થઇ પડશે. માણુસ પોતે જ પોતામાં દરદ ઉત્પન્ન કરે છે અને પોતાનું દરદ જેવો પોતે મટાડી શકે તેવો બીજો કોઇ મટાડી શકે નહિ.

જો આપણે બરાબર તપાસીશું તો આપણા જાણવામાં આવશે કે, આ **શરીરની નિર્બળતા એ, શકિતનો મૂર્ખાઇથી ઉપયોગ કરવાનું પરિણામ છે.** જો ત્હમે ખરી રીતે તનદુરસ્તી મેળવવા માગતા હો તો **નિશ્ચિંતપણે** કાર્ય કરતાં શીખો. **ચિંતાતુર થવું અથવા ઉદ્વેગ ધરવો અથવા તો બીનજરૂરી પર-ચુરણ બાબતો સંબંધમાં ઉચાટ કર્યા કરવો એજ શારીરિક નિર્બળતાનું મુખ્ય કારણ છે.** શારીરિક ને માનસિક દરેક કામ તનદુરસ્તી આપનારૂં અને ઉપયોગી છે. જે મનુષ્ય ચિંતાને–ઉદ્વેગને મનમાંથી દૂર કરી ખંતથી અને ધૈર્યથી કામ કરે છે અને કામ કરતી વખતે તે કામ શિવાયના બીજા બધા વિચારોને મનથી દૂર રાખે છે તે મનુષ્ય ઉદ્વેગ અને ચિંતાથી કાર્ય કરનારા મનુષ્યો કરતાં વધારે સારૂં કામ કરે છે, એટલુંજ નહિ પણ સારી તનદુરસ્તી પણ જાળવી શકે છે. ઉતાવળીયા અને ચિંતાતુર મનુષ્યને આ લાભ કદાપિ મળતો નથી.

જ્હાં આરોગ્ય છે, ત્હાં વિજય છે. વિચારના વાતાવરણમાં

નહિ છુટાય તેવી રીતે તે બન્ને સંકળાયેલાં છે. જેવી રીતે મનની ઉત્તમતાથી શારીરિક તનદુરસ્તી ઉદ્‌ભવે છે, તેવીજ રીતે પોતાનાં ધારેલાં કાર્યો સિદ્ધ કરવામાં પણ ઉત્તમ અને સુવ્યવસ્થિત મનઃશક્તિ બહુજ કામ લાગે છે. **ત્હમારા વિચારોને પ્રથમ વ્યવસ્થાપૂર્વક ગોઠવતાં શીખો,** એટલે જરૂર ત્હમારો જીવનવ્યવહાર પણ સુવ્યવસ્થિત થશે. જો ત્હમે ત્હમારા મનોવિકારો અને પક્ષપાતી વિચારો રૂપી જલના તરંગો ઉપર શાન્તિનું તેલ રેડતા રહો તો દુઃખ અને દૌર્ભાગ્યનું તોફાન ગમે તેવું ભારી હશે તો પણ તે તોફાન ત્હમારી જીવનનૌકાને ચકડોળે ચ્હડાવવા કે નાશ કરવા સમર્થ થશે નહિ. અને જો ત્હમારામાં આનંદ અને અડગ શ્રદ્ધા હશે અને આ સંસાર રૂપી સમુદ્રમાં જો ત્હમે ત્હમારી જીવનનૌકા તે આનંદ અને શ્રદ્ધા સાથે ચલાવતા રહેશો તો ત્હમારો માર્ગ તદ્દન નિર્ભય રહેશે અને ઘણાંક દુઃખો તો ત્હમે સહેલાઇથી દૂર કરશો. શ્રદ્ધાબળથી મ્હોટી મહેનતનું દરેક કામ સિદ્ધ થાય છે. જો ત્હમારા આત્મામાં ત્હમને શ્રદ્ધા હોય, જો કુદરતના મહાન્ અને અચળ નિયમમાં ત્હમને વિશ્વાસ હોય, જો ત્હમારા કાર્ય અને તે કરવાની ત્હમારી શક્તિમાં ત્હમને દૃઢ પ્રતીતિ હોય તો, એ એક એવી મજબુત ટેકરી છે કે જેના ઉપર ઉભા રહેવાથી ત્હમે ત્હમારા કાર્યમાં ફતેહમંદ થશો અને આ જીવનના દારૂણ યુદ્ધમાં બહુ સારી રીતે ટકી શકશો.

આ શ્રદ્ધા, વિશ્વાસ કે પ્રતીતિની ટુંકમાં એટલીજ વ્યાખ્યા છે કેઃ— દરેક સ્થિતિમાં મનની ઉત્તમ ભાવનાઓ પ્રમાણે વર્તન રાખવું; આત્મા ઉપર સંપૂર્ણ ભરોસો રાખવો; આભ્યંતર અથવા અંતઃકરણ ઉપર પરિપૂર્ણ વિશ્વાસ રાખવો; નિશ્ચિંત અને નિર્ભય મનથી પોતાનું કાર્ય કર્યા કરવું; ત્હમારા દરેક વિચાર અને કાર્યનું ભવિષ્યમાં ત્હમને બરાબર ફળ મળશે જ એવી અચળ માન્યતા રાખવી; કુદરતના

કાયદા અચળ અને સનાતન છે, તેમાં કદાપિ ફેરફાર થઈ શકે નહિ અને જે વસ્તુ ત્હમારી છે—ત્હેની દરેક પાઈ પણ ત્હમને મળશે એવું જ્ઞાન મેળવવું; આ સર્વ બાબતનો એક '**શ્રદ્ધા**' શબ્દમાં સમાવેશ થાય છે.

આવી શ્રદ્ધાના બળથી દરેક પ્રકારના સંશય ટળી જાય છે, દુઃખરૂપી પર્વતો ઓળંગી જવાય છે અને શ્રદ્ધાળુ આત્મા નિર્ભય રીતે પોતાની ઉન્નતિ સાધ્યાં કરે છે.

પ્રિય વાચક! દરેક વસ્તુ કરતાં અમૂલ્ય શ્રદ્ધા મેળવવા માટે તું વધારે પ્રયત્ન કરજે; કારણ કે આ શ્રદ્ધા સુખ, વિજય, શાન્તિ, સત્તા અને જેથી જીવન ઉચ્ચ થાય અને દુઃખ દૂર થઇ શકે તેવી દરેક ચીજ મેળવવાનું ઉત્તમ તાવીજ—માદળીયું છે. જો ત્હમે આવી **શ્રદ્ધા ઉપર ત્હમારા વિજયનું મકાન બાંધશો તો ખરેખર ત્હમે નિત્ય પદાર્થો વડે નિત્યતાના ખડક ઉપર પાયો નાખશો અને ત્હમે જે મકાન ચણશો તે કદાપિ નાશ પામશે નહિ;** કારણ કે સઘળો વૈભવ અને ધન જે અંતે તો નાશવંત છે, તે સર્વ કરતાં વધારે સ્થાયી અને અચળ વસ્તુ ત્હમે પ્રાપ્ત કરી શકશો. ત્હમે દુઃખની ખીણમાં પડેલા હો કે આનંદના પર્વત ઉપર મ્હાલતા હો તો પણ આ શ્રદ્ધા ઉપરનો ત્હમારો કાબુ ખોતા નહિ. ત્હમારૂં આશ્રયસ્થાન હોય તેવી રીતે આ શ્રદ્ધારૂપી ખડક ઉપર આરામ લેજો. અને તે અચળ અને નિત્ય પાયા ઉપર ત્હમારા પગ સ્થિર રાખજો. જો ત્હમારામાં આ શ્રદ્ધા અવિચળ હશે તો એવું આધ્યાત્મિક બળ આવશે કે જેના વડે ત્હમે ત્હમારા તરફ ધસડાઇ આવતાં દુઃખનાં વાદળને રમકડાની માફક ચુરેચુરા કરી શકશો; ને દુનિયાના મોજશોખના વિષયો મેળવવા પાછળ લાગેલા મનુષ્યો જાણી શકે અથવા કલ્પી શકે ત્હેના કરતાં વધારે ઉચ્ચ વિજય ત્હમે પ્રાપ્ત કરી શકશો.

એક મહાન્ પુરૂષે કહ્યું છે કેઃ—

"If ye have faith and doubt not, ye shall not do only this...but if ye shall say unto this Mountain, be thou removed and be thou cast into the Sea, it shall be done."

"જો તમારામાં શ્રદ્ધા હશે અને શંકા નહિ હોય તો ઉપર જણાવેલું બધું તમે કરી શકશો એટલુંજ નહિ પણ જો તમે **પર્વતને** કહેશો કે આંહીથી ચાલ્યો જા અને દરિયામાં પડ, તો તેમ પણ થશે."

આ જગતમાં દેહધારી જીવના મનુષ્યો અને સ્ત્રીઓ એવા પ્રકારના વસે છે કે જેઓએ આ પ્રકારની શ્રદ્ધાનો સાક્ષાત્કાર કર્યો છે અને દિનપ્રતિદિન પોતાનો જીવનવ્યવહાર તેવીજ શ્રદ્ધાથી ચલાવે છે. તેઓએ તે શ્રદ્ધાની બરાબર કસોટી કરીને કીર્તિ અને શાન્તિ પ્રાપ્ત કરી છે. તેઓએ જ્યારે જ્યારે આજ્ઞા કરી છે ત્યારે ત્યારે દુઃખ, દિલગીરી, માનસિક ચિંતા અને શારીરિક વ્યાધિના પર્વતો ત્હેમની નજર આગળથી ઉડીને વિસ્મૃતિના સમુદ્રમાં ડૂબી ગયા છે.

જો તમારામાં આ શ્રદ્ધા પરિપૂર્ણ હશે તો પછી તમારે ભવિષ્યમાં તમારા કાર્યને મળનાર વિજય કે પરાભવ સંબંધી દરકાર કરવી પડશે નહિ, છતાં તમે અવશ્ય વિજય પ્રાપ્ત કરી શકશો. તમારે તમારા કાર્યના પરિણામ સંબંધી જરા પણ વિચાર કરવો નહિ; પણ આનંદથી અને શાન્તિથી તમારૂં કામ કર્યા કરવું; કારણ કે **સદ્વિચારો અને સત્પ્રયત્નોના પરિણામ રૂપે ત્હમને અવશ્ય શુભ ફળ મળશે;** એવું જ્ઞાન ત્હમને તે શ્રદ્ધાથી થશે.

આ લખનાર એક એવી સ્ત્રીને સારી રીતે ઓળખે છે, કે જે સ્ત્રી પોતાના દરેક કાર્યમાં ફતેહમંદ નીવડેલી છે. એક વખતે ત્હેના એક મિત્રે ત્હેને કહ્યુંઃ—"ત્હમે કેવાં ભાગ્યશાળી છો! જેવી કોઇ વસ્તુની

ઇચ્છા ત્હમે કરો છો તેવીજ તે ત્હમને મળી આવે છે" બહારથી જોનારને તો એમજ લાગે તેવા સંજોગો દેખાતા હતા પણ ખરી રીતે તો જે શુભ વસ્તુઓ ત્હેને મળતી હતી ત્હેનું ખરૂં કારણ તે સ્ત્રીની **આનંદમય પ્રકૃતિ અને શુભ ભાવો** હતા, જેમને તે દરેક ક્ષણે કેળવતી હતી અને પૂર્ણતાએ પહોંચાડતી હતી. **કેવળ ઇચ્છા કરવાથી** તો **નિરાશા** સિવાય બીજું કાંઈ મળતું નથી.

**ઉત્તમ જીવન પસાર કરવું એજ ઇચ્છીત વસ્તુ મેળવવાનું ઉત્તમ સાધન** છે. મૂર્ખ માણસો ઇચ્છા કરે છે અને વસ્તુ મળતી નથી ત્હારે બડબડે છે પણ સુજ્ઞ પુરૂષો પ્રથમ **કામ** કરે છે અને ત્હેના ફળ સુધી **રાહ જુએ છે.** આ સ્ત્રીએ પણ **કામ કર્યું હતું; અંદરથી** તેમજ **બ્હારથી** કામ કર્યું હતું. પણ મુખ્યત્વે કરીને અંદરથી આત્મા અને મનને સુધારવાનો પ્રયાસ કર્યો હતો. **આત્માના અદ્દશ્ય હાથ વતી શ્રદ્ધા, આશા, આનંદ, ભક્તિ અને પ્રેમરૂપી અમૂલ્ય હીરામાણેકવડે એક સુંદર મંદિર તેણે બનાવ્યું હતું, જે મંદિરનો પ્રકાશ ચારે બાજુએ આનંદનાં કિરણો ફેલાવતો હતો.** ત્હેની આંખમાં આનંદ ઝળકી રહ્યો હતો; ત્હેના ચહેરામાં તે પ્રકાશી રહ્યો હતો; ત્હેના અવાજમાં તે વ્યાપી રહ્યો હતો; અને જે જે મનુષ્યો તે સ્ત્રીના સંબંધમાં આવતાં હતાં તે સર્વને તે સર્વવ્યાપી આનંદની છાયાનો અનુભવ થતો હતો.

અને જેવું તે સ્ત્રીના સંબંધમાં બન્યું છે તેવું જ **ત્હમારા** સંબંધમાં પણ **બની શકે.** ત્હમારો વિજય કે ત્હમારો પ્રભાવ—રે ત્હમારૂં આખું જીવન ત્હમારા પોતાના પરજ આધાર રાખે છે. **ત્હમારૂં ભવિષ્ય** કેવું થશે, ત્હેનો આધાર ત્હમારા વિચારો કેવા પ્રકારના છે ત્હેનાપર રહેલો છે. જો ત્હમે પ્રેમભર્યા, નિષ્કલંક અને સુખમયી વિચારો ત્હમારી ચારે બાજુએ ફેલાવશો તો ત્હમારા હાથમાં સઘળી

સારી વસ્તુઓ આવશે અને જ્હાં ત્હાં ત્હમે શાંતિ અનુભવશો. ત્હેને બદલે જો ત્હમે દ્વેષયુકત, અપવિત્ર અને દુઃખમય વિચારોનો પ્રવાહ ત્હમારા હૃદયમાંથી વહેવરાવશો તો ચારે બાજુએ લોકોના શ્રાપ ત્હમે સાંભળશો અને એઓની ત્હમારા મગજ ઉપર પોતાનું રાજ્ય ચલાવશે. **ત્હમારૂં નશીબ ગમે તેવું હો, પણ ત્હેના બનાવનાર ત્હમે પોતેજ** છો; ત્હમારૂં ભવિષ્ય સુધરશે કે બગડશે ત્હેનો મુખ્ય આધાર ત્હમારા હૃદયમાંથી દરેક પળે નીકળતા સારા યા નરસા વિચારો જ છે. **જો ત્હમે ત્હમારા હૃદયને વિશાળ, નિઃસ્વાર્થી અને પ્રેમાળ બનાવતા રહો તો કદાચ ત્હમને ધન થોડું મળે તો પણ ત્હમારો પ્રભાવ અને વિજય ખરેખર મહાન અને ચિરસ્થાયી થશે;** ત્હેને બદલે જો ત્હમે સ્વાર્થના વિચારોમાંજ ગરકાવ થઈ જાઓ તો કદાચ ત્હમે ક્રોડાધિપતિ બનો તોપણ છેવટે તો ત્હમારો પ્રભાવ અને વિજય બહુજ નજીવો થશે.

જો આ બાબતની સત્યતા ત્હમારા સમજવામાં બરાબર આવતી હોય તો નિઃસ્વાર્થતાને ત્હમારા હૃદયમાં ખીલવો. ત્હેની સાથે શ્રદ્ધા, પવિત્રતા અને એકાગ્રતાને હૃદયમાં યોગ્ય સ્થાન આપો. આ રીતે ત્હમે સંપૂર્ણ તનદુરસ્તીનાં બીજ રોપશો, એટલુંજ નહિ પણ ચિરસ્થાયી વિજય અને અનંત સામર્થ્યનાં બીજ પણ તે સાથેજ રોપાશે.

ત્હમારી હાલની સ્થિતિ ત્હમને રૂચતી ન હોય અને ત્હમારે કરવાના કામમાં ત્હમારૂં મન ચોંટતું ન હોય તો પણ બરાબર કાળજીપૂર્વક ત્હમારી દરેક ફરજ બજાવો અને તે સાથે મનમાં શ્રદ્ધા રાખો કે સારી સ્થિતિ અને સારા સંજોગો ત્હમને **થોડા સમયમાં જરૂર મળશે.**

નવા સ્ફુરી આવતા સંજોગોની રાહ હમેશ જોતા રહો, કે જેથી કરીને જ્હારે યોગ્ય અવસર આવી પહોંચે અને નવો માર્ગ જણાઈ આવે ત્હારે ત્હમે તે જલદીથી ગ્રહણ કરી શકો અને સાવધાનતાથી

અને દીર્ઘદર્શિપણાથી ત્હમે તે કામમાં ત્હમારૂં મન રોકી પૂર્ણ વિજય મેળવી શકો.

ત્હમારે ગમે તે કામ કરવાનું હોય, તો પણ તેમાં ત્હમારા મનને એકાગ્ર કરો. ત્હમારામાં જેટલું મનોબળ હોય તે તેમાં વાપરો. **જો ન્હાનાં** કામો ત્હમે નિર્દોષ રીતે કરી શકશો તો **મ્હોટાં** કામો કરવાને ત્હમે ત્હમારી મેળે યોગ્ય થતા જશો. ધીમે ધીમે અને દૃઢતાથી ચ્હડવાનો અભ્યાસ પાડશો તો જરૂર ત્હમે પડશો નહિ.

અને ખરા સામર્થ્યનું રહસ્ય અહીંજ રહેલું છે. નિરંતર અભ્યાસ પાડીને **ત્હમારા મનોબળને એકત્ર કરતાં અને યોગ્ય સમયે એકજ બાબત ઉપર ત્હેને વાપરતાં શિખો. મૂર્ખ મનુષ્યો પોતાની સંપૂર્ણ માનસિક વા આધ્યાત્મિક શક્તિઓ ઉદ્ધતાઈમાં, નકામાં ગપ્પાં મારવામાં કે સ્વાર્થી દલીલો કરવામાં વાપરે છે,** એટલુંજ નહિ પણ હદબહાર વિષય સુખમાં રચ્યાપચ્યા રહી પોતાની શારીરિક શક્તિઓનો પણ નાશ કરે છે.

જો મહાન્ શક્તિ મેળવવાની ત્હમારી ઈચ્છા જ થાય તો જાણજો કે,

# મૌન, ગંભીરતા અને ધૈર્ય

## ધારણ કરવાની સૌ કરતાં વિશેષ જરૂર છે.

**એકલા** અને અડગ ઉભા રહેવાનું ત્હમારે શિખવું જોઈએ. સઘળું બળ સ્થિરતાપર—અડગપણાપર આધાર રાખે છે. પર્વત તરફ, મ્હોટા ખડક તરફ કે ઓક નામના વૃક્ષ તરફ નજર કરો; અને તેઓની **એકાંત ભવ્યતા** તેમજ **અચળ દૃઢતાથી** શક્તિ કેવી રીતે પ્રકટ થાય છે, તે ત્હમારા સમજવામાં બરાબર આવશે. સરી જતી રેતી,

વળી જતી ડાળી અને પવનથી હાલતા ખરૂ તરફ નજર કરો; અને ત્હમને ત્હેમની નિર્બળતાનું કારણ સમજાઇ આવશે.

આ બધી ચીજો **ચંચળ** અને **સહન કરવાની શક્તિ વગરની** છે, અને જ્યહારે ત્હેમના જેવીજ બીજી વસ્તુઓથી તેઓ જૂદી પડે છે ત્યહારે તેઓ નિરૂપયોગી થઈ જાય છે. **જે સમયે પોતાના સઘળા જાતીભાઇઓને વિકારો તથા લાગણીઓની અસર થાય છે, તે વખતે પણ જે શાંત અને અડગ રહી શકે છે, તે જ ખરો સામર્થ્યવાળો પુરૂષ છે.** જે મનુષ્ય **પોતાના** પંડને વશ કરતાં અને કાબુમાં રાખતાં શિખ્યો છે, તેજ પુરૂષ **બીજાને** વશ રાખી શકે અથવા આજ્ઞા કરી શકે. જે લોકો અસ્થિર મનના છે, બીકણ છે, અવિચારી છે **અને** ચંચળ છે તેવા પુરૂષોએ તો બીજાની સોબતમાં રહેવું, અથવા બીજાનો આશ્રય શોધવો; નહિતર તેઓ આધાર વગર અધમ દશામાં આવી પડશે.

પણ જેઓ શાંત છે, ભયરહિત છે અને વિચારશીલ છે તેઓને માટે જંગલ, ઉદ્યાન કે પર્વતના શિખરનું એકાંત સ્થાન ઉત્તમ છે. તે સ્થળો, તેઓની જે હાલની શક્તિ છે તેમાં વિશેષ ઉમેરો કરશે. અને જે વિકારો રૂપી ચક્રી કે ભ્રમરીથી મનુષ્ય જાતિનો મ્હોટો ભાગ સંસારના દુઃખમય સમુદ્રમાં ઘુંચાઈ જાય છે, તે વિકારોપર જય મેળવી આ મનુષ્ય ફતેહમંદીથી પોતાના કાર્યમાં આગળ વધ્યાં કરશે.

હલકી વાસનાઓ એ **શક્તિ** નથી; તે તો **શક્તિનો દુરૂપયોગ** છે, અથવા તો શક્તિ વિખેરી નાખનાર સાધન છે. વાસનાઓ તે ભયંકર તોફાન રૂપ છે, જે જુસ્સાથી અને જોરથી ખડક સાથે અફળાય છે. પણ જે શક્તિ છે તે તો ખડક જેવી અચળ છે- અને સઘળાં તોફાનોમાં તે ખડક એકસરખી અડગતા રાખી શકે છે.

**લ્યુથર** નામનો મહાન ધર્મસુધારક જો **વર્મ્સ** નામના ગામમાં

જાય તો ત્હાંથી તે સહીસલામત પાછો આવી શકે કે કેમ એ બાબતની શંકાવાળા ત્હેના મિત્રોએ જ્યહારે ત્હેને ( લ્યુથરને ) સમજાવવા માંડ્યો, ત્હારે ખરી આત્મશક્તિ પ્રકટ કરતો તે ધર્મસુધારક બોલી ઉઠ્યો હતો કે;–" આપણા છાપરાપર જેટલાં નળીયાં છે, તેટલાજ રાક્ષસો જો તે ગામમાં વસતા હોય, **તોપણ હું ત્હાં જવાનો.** "

અને જે વખતે બેન્જામીન ડીઝ્રેલાઈ પ્રથમ પાર્લામેન્ટમાં ભાષણ કરવા ઉઠ્યો ત્હારે ત્હેનાથી બરાબર બોલી શકાયું નહિ તેથી આખી સભા ખડખડ હસી પડી; તે વખતે પોતાનું ધૈર્ય સાચવી તે બોલી ઉઠ્યો હતો કે " એક **એવો** પણ દિવસ આવશે કે જ્યહારે મ્હારૂં ભાષણ સાંભળવું તે એક **મ્હોટા માનરૂપ** ત્હમે સમજશો. " આ ત્હેના તે સમયે બોલાયેલા શબ્દો ત્હેની આત્મિક શક્તિમાં ત્હેનો કેટલો સંપૂર્ણ વિશ્વાસ હતો તે સૂચવે છે.

એક યુવાન ગૃહસ્થ ઘણીવાર પોતાના કામમાં નિષ્ફળ નીવડતો હતો અને જ્યહાં ત્હાં તે હાર ખાતો હતો. હવે વધારે પ્રયત્ન કરવો મૂકી દે, એમ જ્યહારે ત્હેના અનેક મિત્રો તરફથી ત્હેને સૂચવવામાં આવ્યું ત્હારે ત્હેણે જવાબ આપ્યો:–" મ્હારૂં ભાગ્ય અને સંપત્તિ જોઈ ત્હમે આશ્ચર્ય પામશો, **એવો સમય ઘણો દૂર નથી.** " આ શબ્દો બોલી તેણે સિદ્ધ કર્યું હતું કે ત્હેના હૃદયમાં એવી અપૂર્વ અને અજીત શક્તિ છે કે જેના બળ વડે તે અનેક સંકટોને તરી ગયો છે અને વિજય મેળવવાને લાયક થયો છે.

જો ત્હમારામાં આવું બળ–આવી શક્તિ ન હોય તો ફીકર નહિ; **અભ્યાસ પાડો;** તો **ત્હમે** પણ તે શક્તિ મેળવી શકશો. અને **જ્ઞાન મેળવવાનો આરંભ કરવો એ શક્તિ મેળવવાની શરૂઆત કરવા બરાબર છે.** પ્રથમ તો **જે હલકી અને નજીવી બાબતોના ત્હમે ગુલામ બનેલા છો, ત્હેનાપર સ્વામીપણું**

**પ્રાપ્ત કરવા પ્રયત્ન કરો.** નિષ્કારણ ખડખડાટ હસવું, કોઇની નિન્દા કરવી કે ગપ્પાં મારવાં, અને બીજાને હસાવવાને ખાતરજ લોકોની ઠઠ્ઠા-મશ્કરી કરવીઃ આ બધી બાબતોનો પ્રથમ ત્યાગ કરો; કારણ કે ત્હમારો કીંમતી ઘણો વખત આવા નજીવા પ્રસંગોમાં ચાલ્યો જાય છે. આ કારણથીજ ઘણું ડહાપણ વાપરીને અને મનુષ્ય સ્વભાવનો પૂર્ણ અનુભવ મેળવીને **સેંટ પૉલે** ઇફીશીયન લોકોને નકામાં ગપ્પાં મારવાની અને હાંશી કરવાની વિરૂદ્ધમાં સજ્જડ ઉપદેશ આપ્યો હતો.

કારણ કે આવી બાબતોમાં સમય ગુમાવવો તે આત્મિક શક્તિ અને જીવનનો નાશ કરવા સમાન છે. આવી આવી નજીવી બાબતો પર પ્રથમ ત્હમે જય મેળવશો અર્થાત્ તેવી બાબતોને ત્હમારા મન ઊપર જરા પણ અસર નહિ કરવા દો, ત્હારે ખરી શક્તિ શું છે એનો ઝાંખો આભાસ ત્હમને પ્રથમજ થશે. અને ત્યાર પછી ત્હમે વધારે બલિષ્ટ વાસનાઓ અને વિકારો, જેઓ ત્હમારા આત્માને બંધનમાં રાખે છે અને ત્હમારી ઉન્નતિને વિઘ્નરૂપ થાય છે, ત્હેની સાથે યુદ્ધ કરવાને સમર્થ થશો; અને ત્હમારે આગળ ક્ય્હાં પગલાં ભરવાં એ ( કહ્યા વિના પણ ) સ્વયમેવ ત્હમારા સમજવામાં આવશે.

બધી બાબતો કરતાં અગત્યનો મુદ્દો એ છે કે, **એકજ ધારણા રાખો.** એકજ યોગ્ય અને ઉચ્ચ ધારણા મન આગળ રાખો; અને ત્હમારૂં સઘળું મનોબળ તે પાછળ રોકો. ગમે તેવા સંજોગોમાં આવી પડો, છતાં ત્હમારી નેમ મુકી દેતા નહિ. સંસ્કૃતમાં કહેવત છે કેઃ **'संशयात्मा विनश्यति'** જેના મનમાં આ કામ કરવું કે પેલું કરવું એમ સંશય રહ્યા કરે છે અને જેનું મન દૃઢ નથી તે મનુષ્ય નાશ પામે છે અર્થાત્ પોતાના કામમાં વિજયવંત નીવડતો નથી.

**શીખવાને** તત્પર રહો, પણ **શીખવાને** ઉતાવળા થતા નહિ. ત્હમારૂં કામ બરાબર રીતે સમજો અને પછી તે ત્હમારા સઘળા

સામર્થ્યથી કરો. જેમ જેમ ત્હમે ત્હમારા અંતરાત્માના અવાજ પ્રમાણે —ત્હમારા અંતઃકરણના હુકમ પ્રમાણે ચાલતા રહેશો તેમ તેમ ત્હમને વિજય પછી વિજય પ્રાપ્ત થયાજ કરશે અને ત્હમે ઉચ્ચ ને વધારે ઉચ્ચ સ્થાનો ધીમે ધીમે પ્રાપ્ત કરી શકશો અને ત્હમારી વિશાળ દૃષ્ટિથી ત્હમને આ જીવનનું સૌંદર્ય તથા હેતુ સ્વયમેવ ખુલ્લાં થઈ જશે. ત્હમારી જાતને પવિત્ર અને શુદ્ધ રાખવાથી ત્હમે જરૂર તનદુરસ્ત બનશો.

જો ત્હમારામાં પોતાનામાં શ્રદ્ધા હશે, તો જરૂર ત્હમારા કામમાં ત્હમને વિજય મળશે. જો ત્હમે ત્હમારી જાતને કાબુમાં રાખી શકશો તો સઘળી સત્તા પોતાની મેળે આવી મળશે. ત્હમને ત્હમારા દરેક કાર્યમાં સિદ્ધિ મળશે; કારણ કે હવે ત્હમે એક **જુદી વ્યક્તિ** તરીકે કામ કરતા નથી, તેમજ ત્હમે **તમારી જાતના દાસ** નથી; પણ **જગતના ભલાને વાસ્તે કાર્ય કરનારી શક્તિઓ સાથે એક થઇ ત્હમે કાર્ય કરો છો;** અને તેથી ત્હમારૂં જીવન સાર્વજનિક લાભાર્થે વપરાય છે. ત્હમને આ માર્ગે ચાલતાં જે તનદુરસ્તી મળશે તે સર્વદા ત્હમારી પાસેજ રહેશે. ત્હમને જે વિજય પ્રાપ્ત થશે તે, મનુષ્યોની ગણતરીની પેલીપારનો થશે અને કદાપિ અદૃશ્ય થશે નહિ. અને ત્હમારી શક્તિ અને પ્રભાવ, જમાના પસાર થશે તેમ તેમ વધતા જશે. કારણ કે **આ જગતને ધારણ કરનારાં જે નીત્ય તત્ત્વો છે, ત્હેના ત્હમે એક ભાગ રૂપે બનેલા છો.**

ત્હારે હવે ત્હમે સમજ્યા હશો કે તનદુરસ્તીનું રહસ્ય પવિત્ર હૃદય અને સુવ્યવસ્થિત મન છે. વિજયનું રહસ્ય અડગ શ્રદ્ધા અને સારી રીતે યોજેલું કાર્ય છે. અને ઇચ્છા રૂપી કાળી ઘોડીને પરિપૂર્ણ વિચારશક્તિથી વશ રાખવી એ પ્રભાવનું રહસ્ય છે.

---

# પ્રકરણ ૬ ઠું.

## પરમસુખ અથવા આનંદ ક્યહાં છે ?



લોકો સુખ મેળવવાને બહુ આતુર જણાય છે; પણ એ આતુરતા જેટલી જ જગતમાં સુખની ખામી નજરે પડે છે ! પૈસા મળવાથી પરમ અને સ્થાયી સુખ મળશે એવા વિચારથી ઘણા ગરીબ મનુષ્યો ધનનાંજ વળખાં માર્યા કરે છે. ઘણા ધનવાન મનુષ્યો જેમની દરેક ઇચ્છા કે વાસના પરિપૂર્ણ થયેલી છે, તેઓ હદ કરતાં વધારે ધન હોવાથી દુઃખ ભોગવે છે; અને પથારીમાં પડ્યા પડ્યા કહે છે કે, "હાય ! અમારાથી કાંઇ કામ બનતું નથી." અને સુખ કે પ્રસન્નતાનો વિચાર કરીએ તો ઘણા ગરીબ મનુષ્યો કરતાં પણ આ બાબતમાં ત્હેમની સ્થિતિ સારી નથી હોતી. આ બાબત ઉપર જો આપણે બારીક વિચાર કરીએ તો આપણે એવા મુદ્દા ઉપર આવીએ છીએ કે, **સુખ બાહ્ય વસ્તુઓની પ્રાપ્તિપર આધાર રાખતું નથી, તેમ દુઃખ તે વસ્તુઓના અભાવમાં રહેલું નથી.**

જો આથી ઉલટું હોત તો સઘળા ગરીબો તદ્દન દુઃખી હોત અને સઘળા ધનવાન્ પુરૂષો સુખમાં મ્હાલતા હોત. પણ જગત્ તરફ દૃષ્ટિ કરતાં ઘણીવાર આ કરતાં જૂદોજ દેખાવ આપણે જોઇએ છીએ. આ લખનારે દુઃખીમાં દુઃખી એવા પણ પુરૂષો જોયા છે; તેઓ સર્વ ધનવૈભવ **વાળા** હતા. અને જેમને ત્હેણે સૌથી સુખી જોયા છે તેઓ

પોતાની આજીવિકા જેટલું ધન પણ મહામહેનતે પ્રાપ્ત કરતા હતા. ઘણા પુરૂષો જેઓએ પોતાની આખી જીંદગી ધન એકઠું કરવામાં જ પસાર કરી છે, તેઓ ખુલ્લી રીતે કબુલ કરે છે કે **ધન મેળવ્યા પછી સ્વાર્થને ખાતર જ હેનો ઉપભોગ કરવાથી આ જીંદગી કેવળ નિરસ બને છે,** અને જ્યહારે તેઓ ગરીબ હતા ત્યહારે તેઓ આ કરતાં વિશેષ સુખી હતા.

ત્યહારે સુખ એ શું છે? તે કેવી રીતે મળી શકે? શું તે ફક્ત સ્વપ્ન છે કે ખોટી ભ્રમણા રૂપ છે? અથવા તો દુઃખ શાશ્વત છે? બારીક તપાસ અને અવલોકન કર્યા પછી આપણે એવા નિશ્ચયપર આવીએ છીએ કે જેઓએ સદ્જ્ઞાનના માર્ગમાં પગ મૂક્યો છે તે સિવાયના બીજા બધા મનુષ્યો એમ માને છે કે આપણી ઇચ્છાઓ તૃપ્ત કરવામાં સુખ રહેલું છે. **અજ્ઞાનથી ઉદ્‌ભવેલી** અને **સ્વાર્થી વિચારો તથા વાસનાઓથી બલિષ્ટ બનેલી** આવી **માન્યતા** એજ આ જગતમાં **દુઃખનું ખરૂં કારણ** છે. 'ઇચ્છા' એ શબ્દ અત્રે "હલકી વાસનાઓ" ના સંકુચિત પ્રદેશ સારૂ વપરાયો નથી, પણ હેની સત્તા ઉચ્ચ પ્રદેશો ઉપર વર્તે છે, કે જ્યહાં વધારે બલિષ્ટ, વધારે શક્તિમાન્ અને વધારે નાશ કરે તેવી વાસનાઓ બુદ્ધિમાન અને સભ્ય કહેવાતા લોકોપર પોતાનું રાજ્ય ચલાવે છે અને આત્માની પવિત્રતા તથા સુંદરતા (જે સુખનું પરમ કારણ છે) હેનો નાશ કરે છે.

ઘણા લોકો એમ તો કબુલ કરે છે કે આ જગતમાં દુઃખનું મૂળ કારણ **સ્વાર્થ** છે, પણ હેની સાથે તેઓ એમ માનવાની ભૂલ કરેછે કે આ દુઃખનું કારણ **પોતાની નહિ** પણ **બીજાની** સ્વાર્થ દૃષ્ટિ છે. જ્યહારે હમે એમ હૃદયથી કબુલ કરશો કે હમારા દુઃખનું ખરૂં કારણ હમારી પોતાની જ સ્વાર્થ બુદ્ધિ છે, ત્યહારે જરૂર હમે સ્વર્ગનાં દ્વારમાં પેસવાને લાયક બનશો.

પણ જ્હાં સુધી ત્હમે એમ માનશો કે **બીજાની** સ્વાર્થી દષ્ટિ **ત્હમારા** આનંદનો નાશ કરનારી છે, ત્હાં સુધી ત્હમે જાતેજ બાંધેલા કેદખાનામાં તહમારા આત્માને કેદી બનાવો છો.

સુખ એ પૂર્ણ સંતોષની આંતર દશા છે. આ સુખ આનંદરૂપ છે; અને તે આનંદમાં કોઇ પણ પ્રકારની 'ઇચ્છા' રહેતી નથી. ઇચ્છા તૃપ્ત થવાથી જે સંતોષ મળે છે, તે બહુજ ટુંકો અને માયાવી હોય છે અને તેજ ઇચ્છા તૃપ્ત કરનારી વધારે લાલસા હૃદયમાં જાગૃત થાય છે. ઇચ્છા તે સમુદ્ર જેવી છે; જેમ સમુદ્ર આટલી બધી નદીઓ મળતાં છતાં ધરાતો નથી, તેમ ઇચ્છા અનેક પદાર્થો પ્રાપ્ત થવા છતાં કદાપી તૃપ્ત થતી નથી. **ઇચ્છા પોતાના સેવકો પાસેથી અધિક અધિક સેવાની આશા રાખે છે.** જ્હાં સુધી શારીરિક કે માનસિક દુઃખ મનુષ્યને માથે ન આવી પડે ત્હાં સુધી તે ઇચ્છાઓને તૃપ્ત કરવામાં મચ્યો રહે છે; પણ પછી દુઃખરૂપી અગ્નિમાં તે સપડાય છે, કે જે અગ્નિ ત્હેને કડવો અનુભવ આપી તે વાસનાઓના પાસમાંથી મુક્ત કરે છે અને પવિત્ર કરે છે.

**ઇચ્છા એ નરકવાસીઓનો ધર્મ છે;** અને સઘળાં દુઃખો તેમાં સમાયેલાં છે. **ઇચ્છાઓનો ત્યાગ કરવો એ સ્વર્ગનો સાક્ષાત્કાર કરવા રૂપ છે;** અને સ્વર્ગમાં સર્વ પ્રકારનો આનંદ નિઃસ્પૃહી મનુષ્યની રાહ જુએ છે.

એક કવિ લખે છે કે:—

I sent my soul through the invisible,
Some letter of that after-life to spell;
And by and by my soul returned to me,
And whispered: '*I myself am heaven and hell.*'

"મરણોત્તર સ્થિતિનું રહસ્ય મેળવવાને મ્હેં મ્હારા આત્માને અદૃશ્ય ભુવનોમાં મોકલ્યો. ધીમે ધીમે મ્હારો આત્મા પાછો વળ્યો અને મ્હારા કાનમાં શાન્તિથી બોલ્યો: **"હું મ્હારી જાતે જ સ્વર્ગ તેમજ નરક છું."**

**સ્વર્ગ અને નરક એ બે મનની સ્થિતિઓ છે.** સ્વાર્થમાં અને સ્વાર્થી તૃષ્ણાઓ સંતોષવામાં રચ્યાપચ્યા રહો, એટલે જરૂર તમે નરકમાં ડૂબશો. અહંપણાનો વિચાર દૂર કરી તદ્દન નિઃસ્વાર્થતા અને જીતેંદ્રિયપણું શીખો, એટલે તમે અહીં વસવા છતાં પણ સ્વર્ગીય આનંદ અનુભવશો. અહંતા આંધળી છે, અવિચારી છે, જ્ઞાનરહિત છે અને દુઃખના પરમ કારણભૂત છે. શુદ્ધ વિચાર શક્તિ, નિષ્પક્ષપાતી નિર્ણય અને સદ્જ્ઞાન આ સર્વ બાબતોને દીવ્ય ચૈતન્ય સાથે સંબંધ છે. આ દીવ્ય ચૈતન્યનો જે પ્રમાણમાં તમે અનુભવ કરશો તે પ્રમાણમાં ખરૂં સુખ શું છે એનો તમને ખ્યાલ આવશે.

જ્યહાં સુધી તમે સ્વાર્થી વિચારથી પોતાની જાતને વાસ્તે સુખ યા સુખના પદાર્થો શોધશો ત્યહાં સુધી ખરૂં સુખ તમારાથી દૂર નાસશે અને દુઃખ અને દુર્ભાગ્યનાં બીજ રોપાશે. જેટલે અંશે બીજાનું ભલું કરવામાં–પરોપકારમાં અહંતાનો તમે ત્યાગ કરી શકોછો, તેટલે જ અંશે તમે સુખ મેળવવાને લાયક બનો છે. અને આનંદના ભોક્તા થઈ શકો છો. એક કવિ કહે છે કે:–

It is in **loving**, not in **being loved**,
The heart is blessed;
It is in **giving**, not in **seeking** gifts,
We find our our quest.

"બીજા **આપણને** ચ્હાય તેથી નહિ પણ આપણેને **જાળી**

ચાહીએ તેથી હૃદય આનંદિત થાય છે. દાન **લેવામાં** નહિ પણ દાન **દેવામાં** આપણી આંતર શોધનો અંત આવે છે. ”

Whatever be thy loving or thy need,
That do thou give;
So shall thy soul be fed, and thou indeed
Shalt truly live.

“ ત્હારે જે વસ્તુની **ઈચ્છા** કે જરૂર હોય તે વસ્તુ તું **આપ;** આથી ત્હારા આત્માને ખરો ખોરાક મળશે અને તું ખરી રીતે જીવ્યો ગણાઈશ. ”

સ્વાર્થનો વિચાર કરવાથી તમે દુઃખને આવકાર આપો છો; સ્વાર્થનો વિચાર છોડો એટલે તમે શાંતિને બોલાવો છો. સ્વાર્થનો વિચાર કરવાથી તમે સુખ ખુઓછો એટલુંજ નહિ પણ જેને આપણે સુખનું મૂળ માનીએ છીએ તે પણ જતું રહે છે. જીભનો લોલુપી મનુષ્ય દિન પ્રતિદિન નવા નવા સ્વાદીષ્ટ ખોરાકોને સારૂ તલસે છે અને મરી ગયેલી ભૂખને સજીવન કરવા જીભને રૂચતા વિવિધ પદાર્થો ખાય છે, પણ થોડા દિવસમાં તો ત્હેને અજીર્ણ થાય છે કે અનેક રોગ થાય છે; અને તેથી પ્રથમ જેટલું ખાઈ શકતો હતો તેટલું ખાવાનું પણ ત્હેને સુખ મળતું નથી. પણ જેણે પોતાની જીહ્વા ઈંદ્રિયને વશ કરી છે અને જે જીભને સ્વાદિષ્ટ લાગતા પદાર્થોને શોધતો નથી, એટલુંજ નહિ પણ ત્હેનો વિચાર સરખો પણ કરતો નથી, તે સાદા ખોરાકમાં પણ પરમ સુખ માને છે. **સ્વાર્થી મનુષ્યો ધારે છે કે ઇચ્છાઓની તૃપ્તિમાં સુખના દેવની આકૃતિ રહેલી છે; પણ જેવા તેઓ તે આકાર પકડવા જાય છે કે તરતજ ત્હેમના હાથમાં દુઃખનું હાડપિંજર આવે છે!** ધર્મશાસ્ત્ર સત્યજ કહે છે કે “ જે મનુષ્ય સ્વાર્થને લીધે પોતાના જ વિચારમાં મશગુલ રહે છે ત્હેનું જીવન

નિરર્થક જાય છે; પણ બીજાને લાભ કરવાનો આશય દૃષ્ટિ સમીપ રાખી જે પોતાની જાતને સર્વથા ભૂલી જાય છે, તે પરમાર્થ કરતાં ખરો સ્વાર્થ સાધે છે, અર્થાત્ તે પરમ આનંદનો ભોક્તા બને છે. ”

જ્યહારે ત્હમે સ્વાર્થપરાયણતાથી કોઈ પણ વસ્તુની ઈચ્છા કરવાનું છોડી દેશો અને સ્વાર્થત્યાગવૃત્તિ ગ્રહણ કરશો ત્યહારે શાશ્વત સુખ મેળવવાને ત્હમે લાયક બનશો. જે ક્ષણિક વસ્તુને ત્હમે વ્હાલા હો, અને ત્હમે તે વસ્તુને વળગી રહો કે નહિ છતાં જે વસ્તુ એક દિવસ ત્હમારા હાથમાંથી જવાની તો છેજ તે વસ્તુનો સર્વથા ત્યાગ કરવા ત્હમે ખુશી હો તો ત્હમને જણાશે કે, જે ત્હમને હાનિકારક અને દુઃખરૂપ લાગતું હતું તે એક મોટા લાભરૂપ નીવડશે.

આપણને **મળે** તે સારૂં **આપવું;** આના કરતાં વધારે મ્હોટો ભ્રમ અથવા દુઃખનું કારણ આ જગતમાં બીજું એક પણ નથી. પણ વસ્તુનો ત્યાગ કરવાને અને દુઃખ સહન કરવાને તૈયાર રહેવું, એજ શાશ્વત જીવન અનુભવવાનો ઉત્તમ માર્ગ છે. જે વસ્તુઓ સ્વભાવથી ક્ષણિક છે, તે વસ્તુઓ ઉપર ચિત્ત લગાડવાથી સુખ મેળવવાની આશા શી રીતે રાખી શકાય ? જે નિત્ય સ્થાયી છે, તે વસ્તુનું મનન કરવાથી અથવા તે ઉપર આપણું ચિત્ત ચોંટાડવાથી જ પરમ અને શાશ્વત સુખ મેળવી શકાય. માટે **ક્ષણિક વસ્તુઓ ઉપર રાગ ધરવાનું અને ત્હેને સારૂ તલસવાનું છોડી દો, તો જરૂર ત્હમે શાશ્વત વસ્તુનું જ્ઞાન મેળવી શકશો.** અને જેમ જેમ ત્હમે સ્વાર્થનો ત્યાગ કરતા થશો અને પવિત્રતા, નિઃસ્વાર્થ અને મૈત્રીભાવના સદ્ગુણો ખીલવતા જશો તેમ તેમ ત્હમે આત્મપ્રકાશ મેળવવા સમર્થ થશો. અને ત્હેની સાથે ત્હમને એવો આનંદ મળશે કે જે આનંદ કદાપિ નાશ પામે નહિ.

જે હૃદય બીજા મનુષ્યો તરફના પ્રેમ ખાતર તદ્દન નિઃસ્વાર્થી બન્યું છે, તે ઉચ્ચમાં ઉચ્ચ સુખ મેળવવાને લાયક થયું છે, એટલુંજ

નહિ પણ તે હૃદયવાળો અમર બન્યો છે; કારણ કે તેવી વૃત્તિથી ત્હેનો દિવ્ય સ્વભાવ પ્રકટ થાય છે. ત્હમે અત્યાર સુધી કરેલાં કાર્યોનું બારીક અવલોકન કરશો તો ત્હમને જણાશે કે, જે પ્રસંગે ત્હમે દયાનો કે સ્વાર્થરહિત પ્રેમનો એક શબ્દ બોલ્યા કે એક કાર્ય કર્યું, તે પ્રસંગ ત્હમારી જીંદગીમાં ઉત્તમોત્તમ સુખનો હતો.

પુરૂષો અને સ્ત્રીઓ ગાંડાની માફક અહીં તહીં સુખની શોધમાં રખડ્યાં કરે છે; તે છતાં ત્હેમને તે સુખ જડતું નથી અને જ્યહાં સુધી તેઓને ખાત્રી થાય કે સુખ તો ત્હેમની અંદરજ રહેલું છે તેમજ ત્હેમની આસપાસ ચારે બાજુએ જગતમાં વ્યાપી રહેલું છે અને **ફક્ત ત્હેમના સ્વાર્થી વિચારથી જ તે સુખનાં દ્વાર ત્હેમને વાસ્તે બંધ થયેલાં છે,**—ત્યહાં સુધી ત્હેમને કદાપિ સુખ મળી શકશે નહિ.

આ સંબંધમાં કવિ **બર્લે** પરમ સુખનું ખરૂં કારણ દર્શાવતો બહુજ સુંદર રીતે જણાવે છે કેઃ—

"હું સુખની શોધમાં ઘરથી નીકળ્યો. ઉંચા વડના ઝાડ પાસે તેમજ લીલા દ્રાક્ષના વેલા પાસે થઈ પસાર થયો; પણ સુખ તો મ્હારાથી દૂર ને દૂર ભાગતુંજ જણાતું.

"હું ત્હેની પાછળ પડ્યો, પર્વત અને ટેકરીઓ ઉપર, બીડમાં અને ખેતરમાં, દરેક સ્થળે ત્હેને શોધવા મ્હેં ફર્યાં કર્યું. ઝડપથી વ્હેતી નદીના પ્રવાહ સાથે અથવા તો જ્યહાં ગરૂડપક્ષી આનંદમાં મ્હાલે છે તેવા ખડકો ઉપર, દરિયા અને જમીન ઉપર મ્હેં ચારે બાજુએ સુખની શોધમાં પ્રવાસ કર્યો; પણ હાય! અફસોસ! સુખ તો મ્હારાથી દૂર જ રહ્યું.

"હું થાક્યો, કંટાળી ગયો; સુખની શોધ છોડી દીધી. એક ઝરાના કિનારાપર આરામ લેવાને બેઠો. તેવામાં એક મનુષ્યે આવી મ્હારી પાસે ભોજન માગ્યું. બીજાએ આવી ભિક્ષા માગી. મ્હેં તે ભુખ્યા

મનુષ્યને રોટલો આપ્યો અને તે બીજાને થોડા પૈસા આપ્યા. તેવામાં ત્રીજો એક મનુષ્ય દુઃખથી કંટાળી ગયેલો અને જગતની હાડમારીથી ત્રાસ પામેલો હોઈ મ્હારી પાસે દિલસોજી મેળવવા આવ્યો અને એક ચોથો શાન્તિ શોધતો મ્હારી પાસે આવી પહોંચ્યો. મ્હેં મ્હારી શક્તિ પ્રમાણે તન, મન અને ધનથી ત્હેમને દિલસોજી અને શાન્તિ આપી. એટલામાં તો દિવ્ય આકૃતિ ધારણ કરી **સુખની દેવી** મ્હારી સમક્ષ આવી ઉભી અને ધીમેથી મ્હારા કાનમાં બોલી:—" **આજથી હું ત્હારી છું. ત્હેં ત્હારાં સુંદર કાર્યોથી મ્હને વશ કરી લીધી છે!**"

અંગત અને ક્ષણિક સુખનો ત્યાગ કરતાં શિખો તો જરૂર ત્હમે સ્થાયી અને સર્વવ્યાપી સુખ મેળવવા ભાગ્યશાળી બનશો. હલકી અને સ્વાર્થી અહંતા જેને લીધે ત્હમે સઘળી વસ્તુઓ પોતાના લાભને સારૂ ઇચ્છો છો, ત્હેનો ત્યાગ કરો; તો અત્યારે ને અત્યારે ત્હમે દેવોના સોબતીઓ થશો અને આ જગતમાં વસવા છતાં સર્વગત (Universal) પ્રેમનો કાંઈક ત્હમને અનુભવ થશે. બીજાઓનાં દુઃખ દૂર કરવામાં અને બીજાઓની તંગીઓ પુરી પાડવામાં ત્હમારા સ્વાર્થને ભૂલી જાઓ તો સ્વર્ગીય સુખ ત્હમને મળશે અને તે ત્હમને સઘળાં દુઃખ અને દિલગીરીથી મુક્ત કરશે.

" શુભ **વિચારો** રૂપી પ્રથમ પગથિયું ભરીને, શુભ **વચનો** રૂપી બીજું પગલું ભરીને, અને શુભ **કાર્યો** રૂપી ત્રીજું પગલું ભરીને હું સ્વર્ગમાં દાખલ થયો. " એમ એક મહાત્માનું વચન યાદ આવવાથી હું ત્હમને કહું છું કે, **ત્હમે પણ** તે માર્ગે ચાલીને સ્વર્ગમાં દાખલ **થઇ શકો.** સ્વર્ગ એ **દૂર** નથી પણ **પાસે** છે. કેવળ નિઃસ્વાર્થી **પુરૂષો** ત્હેનો સાક્ષાત્કાર કરી શકે. જેઓ હૃદયના પવિત્ર છે, તેઓજ **ત્હેનો** સંપૂર્ણ અનુભવ કરી શકે.

આ નિઃસીમ સુખનો, કદાપિ તમને અનુભવ ન થયો હોય તો તમારા હૃદય આગળ નિઃસ્વાર્થ પ્રેમની ઉચ્ચ ભાવના રાખવાથી અને તે પ્રમાણે વર્તવાનો પ્રયત્ન કરવાથી તમને તેનો સાક્ષાત્કાર થઇ શકે. આવા પ્રકારની આકાંક્ષા કે પ્રાર્થના એ ઉચ્ચ પદની અભિલાષા છે. તે જીવની પોતાના દિવ્યસ્થાન ( જ્યાં શાશ્વત સંતોષ વસે છે ) પ્રતિ જવાની આ અભિલાષા છે. ઉચ્ચ અભિલાષા અથવા ભાવનાથી હલકી ઇચ્છાઓનું સ્વરૂપ ફરી જાય છે; તે ઇચ્છાઓ રક્ષણ કરનારી શક્તિઓ રૂપે બદલાઇ જાય છે. **ઉચ્ચ અભિલાષા કરવી એ હલકી વાસનાઓના પાશમાંથી મુક્ત થવાનો શ્રેષ્ઠ માર્ગ છે.**

**જેમ એક ઊડાઉ છોકરો દુઃખ અને એકાંત વાસનો કડવો અનુભવ મેળવી ડાહ્યો બની પોતાના પિતાને ઘેર પાછો વળે છે, તેવી રીતે આ જીવ પણ આ સંસારની અનેક ઉપાધિઓમાં વિવિધ પ્રકારનું દુઃખ અનુભવી અંતર્મુખ વળે છે.**

હલકી સ્વાર્થવૃત્તિ ઉપર તમે જેમ જેમ જય મેળવતા જાઓ છો, જગતના પદાર્થો સાથે બાંધનારી સાંકળોને જેમ જેમ તમે તોડતા જાઓ છો, તેમ તેમ તમને **આપવાથી** મળતા આનંદનો અનુભવ થતો જશે. કોઈ પણ વસ્તુ **ગ્રહણ કરવા જતાં** અનુભવાતા દુઃખને બદલે તમારી વસ્તુઓ, જ્ઞાન, પ્રેમ અને પ્રકાશ **આપવાથી** મળતો અપૂર્વ આનંદ તમે ભોગવી શકશો. તે વખતે તમને અનુભવ થશે કે **લેવા** કરતાં **આપવામાં** વધારે આનંદ રહેલો છે. પણ આ આપવાનું કામ નિઃસ્વાર્થ વૃત્તિથી **ફળની આશા સિવાય** કરવું જોઇએ. **પવિત્ર પ્રેમથી** આપેલી દક્ષિણા સાથે નિરંતર આનંદ માલૂમ પડે છે. તમે સઘળું આપો તે છતાં, તમારો આભાર ન માનવામાં

આવે અથવા તો ત્હમારી ખુશામત ન કરવામાં આવે, અથવા તો વર્ત-માનપત્રમાં ત્હમારૂં નામ ન આવે, અથવા તો રાવબહાદુર કે ખાનબહા-દુરનો ખીતાબ ત્હમને ન મળે તે **વખતે જો ત્હમારૂં દિલ દુભાય તો સમજજો કે ત્હમે આપેલી દક્ષિણા ખરા પ્રેમનું નહિ પણ ખોટી મગરૂરીનું પરિણામ હતું,** અને ત્હમે **મેળવવાને** વાસ્તેજ **આપતા** હતા, અથવા ખરૂં કહીએ તો **આપતા ન હતા પણ ગ્રહણ કરતા હતા.** બીજાના કલ્યાણ અર્થે ત્હમારા સ્વાર્થનું બલિદાન આપતાં શિખો. ત્હમે જે જે કાર્ય કરો તેમાંથી અહંતાનો વિચાર દૂર રાખો. **આ સર્વ પરમ સુખનું ઉત્તમ રહસ્ય છે.** સ્વાર્થના વિચારો ત્હમારા હૃદયમાં દાખલ ન થાય તે સારૂ કાળજી રાખો અને અંદરથી—હૃદયથી આત્મભોગ આપવાનો ઉમદા પાઠ શિખો. **આથી ત્હમે સુખના ઉચ્ચમાં ઉચ્ચ શિખરપર પહોંચી શકશો અને વાદળ રહિત આનંદના પ્રકાશમાં ત્હમે રમશો અને ત્હમે અમરપણાનો તેજસ્વી પોશાક ધારણ કરશો.**



# પ્રકરણ ૭ મું.

## વૈભવનો અધિકારી કોણ ?



જે હૃદયમાં પ્રમાણિકપણું, વિશ્વાસ, ઔદાર્ય અને પ્રેમ રહેલાં છે, તે હૃદયવાળો પુરૂષ જ ખરી સમૃદ્ધિ–વૈભવ મેળવવાને લાયક અધિકારી છે. જે હૃદયમાં આવા ગુણો નથી તે હૃદય કદાપિ ખરા વૈભવનો અનુભવ કરી શકે નહિ; કારણ કે **ખરા સુખની માફક ખરા વૈભવનો આધાર આંતરગુણોપર રહેલો છે.** લોભી મનુષ્ય ક્રોડાધિપતિ થાય પણ તે હમેશાં દિલગીર અને દુઃખી દેખાશે અને જ્યહાં સુધી ત્હેની પાસે જે ધન છે ત્હેના કરતાં વધારે ધન જગતમાં એક જણ પાસે પણ હોય, ત્યહાં સુધી તે પોતાને ગરીબ જ ગણશે.

પણ જે માણસ પ્રમાણિક ખુલ્લા હૃદયનો અને પ્રેમાળ છે તે મનુષ્ય પોતાની બાહ્ય સમૃદ્ધિ થોડી હોવા છતાં પણ અનંત વૈભવનો અનુભવ કરે છે. “ જે અસંતોષી છે, તે જ દુઃખી છે. ” “ પોતાની પાસે જે છે તેથી સંતોષ માને છે તેજ સુખી ” અને **“ પોતાની પાસે જે હોય તે ઉદાર હાથે જે ખર્ચે છે તે જ ખરો ધનવાન ”** છે.

આ જગતમાં ભૌતિક તેમજ આધ્યાત્મિક અનેક શુભ ચીજો ચારે બાજુએ આવી રહેલી છે, તે બાબતનો જ્યહારે આપણે વિચાર કરીએ છીએ અને ત્હેની સાથે થોડાક સુવર્ણના કડકા મેળ-

વવાને અથવા તો થોડાક એકર જમીન પ્રાપ્ત કરવાને લોકો જે ધડમથલ અને ધમાલ કરે છે તે સરખાવીએ છીએ ત્હારે બિચારા મનુષ્યો કેટલા બધા અજ્ઞાન છે ત્હેનો આપણને કાંઇક ખ્યાલ આવી શકે છે. તેજ વખતે આપણને અનુભવ થાય છે કે, સ્વાર્થપરાયણતા છે તેજ મ્હોટામાં મ્હોટી **આત્મઘાત** છે. કુદરત તરફ ત્હમે દૃષ્ટિ કરો; ત્હમે જોઇ શકશો કે કુદરત **ખુલ્લા હાથે** પોતાની બક્ષીસો ચારે બાજુએ **આપે છે** તે છતાં કુદરતને કોઇ પણ પ્રકારની **ખામી પડતી નથી.** **હવે મનુષ્ય** તરફ નજર કરો; ત્હમે જોશો કે તે સર્વ વસ્તુ **મેળવવા** જાય છે અને તે છતાં અંતમાં દરેક વસ્તુ **ખોઈ બેસે છે.** ફુરસદે આ મુકાબલો હૃદયમાં ઉતારો. જો ત્હમારે ખરી ઋદ્ધિ મેળવવાની ખાસ ઇચ્છા હોય તો પ્રથમ તો ઘણા મનુષ્યોએ માની લીધેલો ખોટો વિચાર દૂર કરવો જોઇએ કે, પરમાર્થ કરવાથી ઉલટું આપણને દુઃખ થશે. સ્પર્ધા અને હરીફાઇના તત્વપર શ્રદ્ધા ન રાખો; કારણ કે તે તત્વથી 'છેવટે સત્ય વિજયી થશે' એ બાબતની ત્હમારી શ્રદ્ધા ડગી જશે. લોકોનો આ સ્પર્ધા અથવા હરીફાઇના સંબંધમાં ગમે તેવો વિચાર ભલે હોય પણ તે બાબતમાં તેઓને **શ્રદ્ધા** તો નથીજ. **પ્રેમ અને સદ્‌ગુણના સનાતન નિયમમાં સંપૂર્ણ વિશ્વાસ રાખો;** કારણ કે આ નિયમ સઘળા હરીફાઇના કાયદાઓને, **અંતે,** હડસેલી મૂકશે; અને **હાલ** પણ ધાર્મિક મનુષ્યોના જીવન અને હૃદયમાંથી સ્પર્ધાના કાયદાઓને તે ક્યારનોએ દેશવટો મળ્યો છે. જેને આવી અચળ શ્રદ્ધા હોય છે તે માણસ અપ્રમાણિકપણું જોઇ પોતાના મનની શાન્તિમાં ભંગ થવા દેતો નથી; કારણ કે અપ્રમાણિકપણાનો અંતે નાશ થવાનો છે, એમ તેઓ **ચોકસ** માને છે.

ત્હમે ગમે તેવા સંજોગોમાં આવી પડ્યા હો, છતાં તે દરેક સંજોગમાં ત્હમને જે ન્યાયયુક્ત અને ધર્મશીલ લાગે તેજ પ્રમાણે વર્તો;

અને '**નિયમ**'માં શ્રદ્ધા રાખો; પછી જગતમાં વ્યાપી રહેલી દૈવી શક્તિમાં સંપૂર્ણ ભરોસો રાખો; તે ત્હમને કદાપિ તજી દેશે નહિ. સર્વદા ત્હમારૂં તે શક્તિથી રક્ષણ થશે. આવા વિશ્વાસથી સઘળા ગેરલાભ લાભના રૂપમાં ફેરવાઈ જશે અને સઘળી આપત્તિઓ આશિર્વાદ રૂપ થશે. પ્રમાણિકપણું, ઉદારતા અને પ્રેમનો કદાપિ ત્યાગ કરતા નહિ; કારણ કે એ સદ્ગુણો સાથે જો ત્હમારામાં ઉદ્યોગ હશે તો ત્હમે જરૂર ખરી ઋદ્ધિના ભોક્તા થશો. "પહેલો હું અને પછી બધું ગામ" એવી, લોકોની ખોટા વિચારો ઉપર બંધાયેલી માન્યતાઓને માનતા નહિ; કારણ કે આ ઉક્તિને માન આપવાથી ત્હમે કોઈ પણ મનુષ્યનું કલ્યાણ કરવાને બદલે તદ્દન એકલપેટા થશો.

આવા સાંકડા વિચારના મનુષ્યોને એવો સમય જીંદગીમાં આવી પહોંચે છે કે જ્યહારે સઘળા ત્હેમને તજી જાય છે અને જ્યહારે **તેઓ** દુઃખમાં **એકલા** હોવાથી બુમ પાડે છે ત્યહારે ત્હેમની બુમ કોઈ પણ સાંભળતું નથી અને ત્હેમને કોઈ પણ મદદ કરતું નથી. સર્વને ભૂલી જઈ કેવળ પોતાની જાતનોજ વિચાર કરવાથી દરેક પ્રકારના ઉચ્ચ અને ઉમદા ગુણોની ખીલવટ બંધ પડી જાય છે. જો ત્હમારૂં મન વિશાળ હશે અને ત્હમારૂં હૃદય બીજાઓને પ્રેમથી અને અંતઃકરણથી ભેટતું હશે તો ત્હમને અપૂર્વ અને મહાન આનંદ થશે અને ત્હમને અનંત સમૃદ્ધિ નિઃસંશય મળશે.

જે લોકોએ ધર્મ યા પ્રેમના કાયદાનો ત્યાગ કર્યો છે તેઓને પોતાનો બચાવ કરવા સારૂ 'હરીફાઈના કાયદા'ની જરૂર પડે છે. પણ જે લોકો ધર્મિષ્ટ છે ત્હેમને વાસ્તે આ કાયદાની બીલકુલ જરૂર નથી. આ બીનપાયાદાર કે ગેરવાજબી દલીલ નથી. હાલ પણ જગતમાં એવા પુરૂષો વિદ્યમાન છે કે જેઓએ પોતાના પ્રમાણિકપણા અને વિશ્વાસના બળથી હરીફાઇના કાયદાઓનો અનાદર કર્યો છે. તેવા

પુરૂષો હરીફાઇના પ્રસંગોમાં પણ પોતાના સત્ય નિયમોથી જરા પણ ડગ્યા સિવાય ધીમે ધીમે ઋદ્ધિ મેળવવા શક્તિમાન થયા છે; અને જે લોકોએ ત્હેમના પરાભવ માટે યત્ન કર્યાં છે તે સર્વ ત્હેમના તે કામમાં નિષ્ફળ નીવડેલા છે.

જે લોકોમાં આવા સદ્દગુણો છે, ત્હેમને તે સદ્દગુણો રૂપી અમોઘ બખ્તર છે, જેના આગળ કોઇ પણ અશુભ તત્ત્વો ટકી શકતાં નથી. દુ:ખના પ્રસંગમાં પણ આ સદ્દગુણો બેવડા રક્ષણકર્ત્તા નીવડે છે. જેનામાં આવા સદ્દગુણો વાસ કરે છે તેઓ એક એવા પાયાપર વિજયની ઇમારત ચણે છે કે જે પાયો કદાપિ ડગે નહિ; અને ત્હેનાથી એવી ઋદ્ધિ મળે છે કે જે ઋદ્ધિ સર્વ કાળમાં એક સરખી રીતે ટકી રહે છે.



# પ્રકરણ ૮ મું.

## ધ્યાનની શક્તિ.



આત્મિક ધ્યાન એ દૈવી માર્ગ છે. પૃથ્વી પરથી સ્વર્ગ લોકમાં, અશુભમાંથી શુભમાં, અને દુઃખમાંથી સુખમાં તથા અશાન્તિમાંથી શાન્તિ ભણી લેઇ જનારી તે એક ગુપ્ત નિસરણી છે. દરેક મહાત્મા આ જ નિસરણીએ ચ્હડયા છે. જેને આપણે હાલ પાપી અથવા અધમ માનીએ છીએ તેવો દરેક માણસ વ્હેલો અથવા મોડો આ નિસરણી ઉપર જ્યહાં સુધી પગ મુકશે નહિ ત્યહાં સુધી તે ઉન્નતિ મેળવી શકશે નહિ. જગતથી કંટાળેલો દરેક પંથી અથવા મુસાફર જેણે જગતને મિથ્યા માન્યું છે અને તે તરફથી પોતાની દષ્ટિને પોતાના પરમપિતા તરફ વાળવા માંડી છે તે સર્વ મુસાફરો આ સુવર્ણ માર્ગનો આશ્રય લે છે. એકાગ્રતા કે ધ્યાનની મદદ સિવાય પવિત્ર ભાવનાઓ, પવિત્ર શાન્તિ, અમરકીર્તિ અને આત્માનો શુદ્ધ આનંદ કદી ખીલી નીકળનાર નથી. હાલ આ સર્વ ઉચ્ચ ભાવનાઓ આપણાથી દૂર નાસતી ફરે છે, પણ ધ્યાનની મદદથી તે સર્વ આપણા વશમાં સત્વર આવી જાય છે. ધ્યાનની વ્યાખ્યા એક અંગ્રેજ તત્ત્વવેત્તા નીચે પ્રમાણે આપે છે.

"કોઈ પણ વસ્તુ સંબંધી સંપૂર્ણ જ્ઞાન મેળવવાના હેતુથી તે વસ્તુના વિચારમાં **સંપૂર્ણ મગ્ન** થઇ જવું ત્હેનું નામ '**ધ્યાન**' છે. જો કોઇ પણ વસ્તુ કે વિષયપર વારંવાર વિચાર કે ધ્યાન કરવામાં

આવે તો તે સંબંધી માત્ર સમજ પડશે એટલુંજ નહિ પણ ત્હમે ત્હેના જેવા વધારે ને વધારે તદ્રૂપ થતા જશો,—ત્હમે તે વસ્તુરૂપ બની જશો. જો ત્હમે નિરંતર સ્વાર્થીપણાના અને નીચપણાના વિચારમાં મગ્ન રહેશો તો આખરે ત્હમે સ્વાર્થી અને નીચ બનશો. જો ત્હમે પવિત્રતા અને નિઃસ્વાર્થનું વારંવાર ધ્યાન કરતા રહેશો તો ખરેખર ત્હમે પણ પવિત્ર અને નિઃસ્વાર્થી થતા જશો. ”

શાન્તિના સમયમાં જ્યહારે ત્હમારો આત્મા અંતર્મુખ વળે છે, તે વખતે ત્હમે કેવા પ્રકારના વિચારોમાં સંપૂર્ણ ધ્યાનપૂર્વક મગ્ન રહો છો તે વિચારો જો ત્હમે મ્હને જણાવો તો હું કહી શકીશ કે ત્હમે શાન્તિના કે દુઃખના સ્થાનમાં મુસાફરી કરો છો અથવા પવિત્રતામાં કે પશુપણામાં વૃદ્ધિ પામો છો ?

જે મનુષ્ય એક વસ્તુ વા વિષયપર જ વિચાર કરી શકે છે તે મનુષ્યના ગુણનું વલણ તે વિષયના ગુણને અનુસારે થાય છે. આટલા માટે ધ્યાનનો **વિષય** અધમ નહિ પણ ઉચ્ચ પ્રકારનો રાખવો જોઇએ. આ સાથે ત્હમારા વિચારો પણ ઉત્તમ પ્રકારના રાખવા જોઇએ અને ત્હેમાં સ્વાર્થનો જરા પણ અંશ ભળવા દેવો જોઇએ નહિ. આમ કરવાથી ત્હમારૂં અંતઃકરણ નિર્મળ થશે અને **પરમતત્વ તરફ તે આકર્ષાશે** અને ત્હમે ભૂલાવા રૂપ ખાઇઓમાં વધારે વાર પડવા પામશો નહિ.

આત્મિક જીવન અને જ્ઞાનની સર્વ ઉન્નતિના રહસ્ય સંબંધી ધ્યાન કરવા બાબતનું આ વિવેચન છે. દરેક પયગંબર, મહાત્મા, જીવન્મુક્ત અને જગદુદ્ધારક આ ધ્યાનની શક્તિથી જ ઉચ્ચપદ પામ્યા છે. **બુદ્ધે** પરમતત્ત્વ ઉપર એટલે સુધી ધ્યાન કર્યું હતું કે ત્હેના મુખમાંથી “ **હું તે પરમતત્ત્વ છું** ” એવું વાક્ય બહાર પડ્યું. **ઇસુખ્રીસ્ત**

પણ જ્હાં સુધી તેણે પોકારીને કહ્યું કે " હું અને મ્હારો પિતા એકરૂપ છીએ " ત્હાં સુધી તે પવિત્ર જ્યોતિના ધ્યાનમાં મગ્ન જ રહ્યો. **મહાવીરે** ધ્યાનમાં મગ્ન થઇ એવું સિદ્ધ કર્યું કે " **अप्पा सो परमप्पा** " અર્થાત્ આત્મા તેજ પરમાત્મા છે. અનેક જીવન્મુક્તોએ તેવાજ ઉદ્ગાર કહાડ્યા છે. **મનસુર** નામના મુસલમાન ભક્તકવિએ ભક્તિના તાનમાં જાહેર કર્યું કે " અનલ્હક " હું તે ખોદા છું. " તેવીજ રીતે હિંદુ યોગીઓના મુખથી " **तत्त्वमसि** "—" તું જ તે છે " એ વાક્યો નીકળેલાં છે.

**પવિત્ર સત્ય તત્ત્વોપર કરેલું ધ્યાન એ જ પ્રાર્થનાનું જીવન છે.** એ જ ધ્યાન આત્માને પરમાત્મા તરફ લઇ જનાર માર્ગ છે. ધ્યાન વગર કરેલી માત્ર અરજરૂપ પ્રાથના કે બંદગી ખાલી જીવ વગરના ખોખા સમાન છે; અને તેવી પ્રાર્થના મન અને હૃદયને પાપ અને દુઃખમાંથી મુક્ત કરી ઉંચે લેઇ જઇ શકતી નથી. ત્હમે જો દરરોજ જ્ઞાન, શાન્તિ અને ઉંચા પ્રકારની શુદ્ધતા અને પરમાત્મપદપ્રાપ્તિને માટે પ્રાર્થના કરતા હો અને તે છતાં આ સર્વ ત્હમારી પ્રાર્થનાની વસ્તુઓ ત્હમારાથી દૂર હોય તો ત્હેનો અર્થ એ જ છે કે ત્હમે **એક** બાબત સારૂ ત્હમારા હૃદયમાં **પ્રાર્થના કરો છો** પણ ત્હમારૂં **વર્તન** ત્હમે **બીજા** માર્ગે દોરવો છો. જો ત્હમે આવા પ્રકારના હચુપચુપણાનો ત્યાગ કરો અને ત્હમારૂં મન કે જે સ્વાર્થપિણાના બંધનમાં વળગી રહ્યું છે અને જે પરમ સત્યો માટેની ત્હમારી પ્રાર્થનામાં વિઘ્નકર્ત્તા છે તે મનને ત્યહાંથી પાછું ખેંચી લ્યો; જે ચીજ મેળવવાને ત્હમે પોતાને લાયક ન ગણતા હો તે ચીજ મળવાની પ્રાર્થના જો ત્હમે ન કરો અને જો ત્હમે સત્ય માર્ગનો જ વિચાર કરો અને તે માર્ગે વર્તતા રહો, તો ત્હમે પણ દિન પ્રતિદિન ઉન્નતિક્રમમાં આગળ વધ્યા જશો અને આખરે ત્હમે પરમાત્માની સાથે એકતા પ્રાપ્ત કરી શકશો.

જે માણુસ સાંસારિક લાભ મેળવવા ઇચ્છે છે તેણે પણ ખંતથી તે પાછળ મંડયા રહેવું પડે છે. જો તે માણુસ બે હાથ જોડી બેસી રહે, માત્ર પ્રાર્થના જ કર્યાં કરે અને તે મેળવવાને કાંઈ પણ પ્રયાસ ન આદરે તો ખરેખર તે માણુસને આપણે મૂર્ખ જ કહીએ છીએ. પ્રયત્ન વિના સ્વર્ગીય સુખ આપોઆપ આવી ત્હમને મળશે એવો સ્વપ્ને પણ ખ્યાલ લાવતા નહિ. સત્યતાના માર્ગે જ્યહારે ત્હમે દૃઢતાથી ચાલવાનો આરંભ કરશો ત્યહારેજ ત્હમે જીવનનાં સત્યો જાણવાને અધિકારી થશો. અને જ્યહારે ત્હમે ધીરજથી અને બબડયા વિના પ્રયત્ન કરીને આધ્યાત્મિક પ્રસાદ મેળવવાની લાયકાત પુરવાર કરશો ત્યહારે તે ત્હમને મળ્યા વગર રહેશે જ નહિ.

જો ત્હમે ખરેખર સત્યને જ શોધતા હો અને ત્હમારી તૃષ્ણાને સંતોષવા માગતા ન હો, જો ત્હમે સત્યને દુનિયાનાં સુખો અને લાભો કરતાં વધારે ઉત્તમ માનતા હો અને સુખ કરતાં પણ જો ત્હમે **સત્યને વધારે ચ્હાતા હો, તો તો તે મેળવવા ત્હમે ખુશીથી પ્રયત્ન કરશો જ.**

જો ત્હમે પાપ અને શોકથી મુક્ત થવા ઇચ્છતા હો, જે નિષ્કલંક પવિત્રતાને સારૂ ત્હમે આંસુ પાડો છો અને પ્રાર્થના કરો છો તે પવિત્રતાનો આસ્વાદ લેવા ત્હમારી જીજ્ઞાસા હોય, જો ત્હમારે જ્ઞાન અને અનુભવ મેળવવો હોય અને શાન્તિને સ્થળે જવું હોય, તો તો **ધ્યાનના માર્ગમાં અત્યારે ને અત્યારે દાખલ થાઓ અને ત્હમારા ધ્યાનનો ઉચ્ચમાં ઉચ્ચ હેતુ સત્યને જ ગણો.**

મનસ્વી ફોકટ કલ્પનાઓ અને ધ્યાન એ બેમાં શું તફાવત છે, તે આ વિષયના આરંભમાં જ જણાવવાની જરૂર છે. ધ્યાન એ કાંઇ સ્વમનો ખ્યાલ કે અવ્યવહારિક બાબત નથી. તે સત્ય શોધવાનો ઉત્તમોત્તમ માર્ગ છે. અને જ્યહાં સુધી સંપૂર્ણ સત્ય માલૂમ ન પડે ત્યહાં સુધી

તે માર્ગ અટકતો નથી. જો આ રીતે ત્હમે સત્યના ઉપાસક થશો તો ત્હમે મતાંધતામાં ખેંચાઇ જશો નહિ, પણ મમત્વભાવ ભૂલી જઇ કેવળ સત્યના શોધક જ થશો. આથી કરીને ત્હમારી આસપાસ એકઠી થવા માંડેલી અને ત્હમે પ્રથમથી પોષેલી ભૂલો એક પછી એક દૂર નાસતી જશે અને છેવટે ધીરજથી તે જ માર્ગે કામ કરતાં ત્હમારી સર્વ ભૂલો અદૃશ્ય થશે અને ત્હમે સત્યનો સંપૂર્ણ પ્રકાશ મેળવવાને લાયક અધિકારી બનશો. કવિ **બ્રાઉનીંગ** લખે છે કે—

" આપણા સર્વમાં એક અંતર્ગત મધ્યબિન્દુ છે, જ્યહાં સંપૂર્ણ સત્ય પ્રકાશી રહેલું છે. ત્હેની આસપાસ એક પછી એક માયાનાં પડ આવેલાં છે, તે પડને લીધે તે સત્યનો પ્રકાશ બ્હાર બરાબર પડી શકતો નથી. ત્હેને ઇન્દ્રિયો અને શરીર પૂર્ણપણે પ્રકાશ પામવા દેતાં નથી અને તેથી સર્વ ભૂલો થવા પામે છે. હવે તે ભૂલ દૂર કરવાને **બ્હારથી** પ્રકાશ આણવાનો નથી, પણ જે પ્રકાશ આપણી **અંદર** રહેલો છે તે પ્રકાશને **આવરણ કરનારાં કારણો** દૂર કરવામાં જ ખરો પુરૂષાર્થ સમાયલો છે. તે પુરૂષાર્થ જો કરવા માંડો તો આપણો જીવનઉદ્દેશ સફળ થાય. "

**ધ્યાનને** માટે દિવસનો **ચોક્કસ** ભાગ મુકરર કરવો અને તે સમયને પોતાના હેતુને માટે પવિત્ર ગણવો. જ્યહારે કુદરતમાં સર્વ સ્થળે શાન્તિ ફેલાયલી હોય છે તેવો પ્રાતઃકાળનો સમય આખા દિવસમાં ઉત્તમ સમય છે. કુદરતની સ્થિતિઓ તે વખતે વધારે સહાયક થાય છે. તૃષ્ણાઓ અને લાગણીઓ આગલી રાત્રિની ગાઢ ઉંઘ પછી તાબે થઇ શકે છે. આગલા દિવસની ચળવિચળતા અને થાક નાશ પામ્યાં હોય છે અને મનની શાંતતા હોવાથી આધ્યાત્મિક શિક્ષણને ગ્રહણ કરવા યોગ્ય હોય છે. ખરેખરી રીતે આ સમયે જે પ્રથમ પ્રયત્ન ત્હમારે કરવાનો છે તે એ જ છે કે **ત્હમારી સુસ્તી**

**અને આળસને દુર કરવી.** ત્હેનાપર જો અલક્ષ આપવામાં આવશે તો આગળ પગલું કદી ભરી શકાવાતું જ નથી. કારણ કે આત્માની માગણીઓ આજ્ઞાવાચક ( Imperative ) છે.

**આધ્યાત્મિક** જાગૃતિ એજ માનસિક અને શારીરિક જાગૃતિ છે. સુસ્ત અને વિષયભોગવિલાસીઓને કદી પણ સતનું ભાન કે જ્ઞાન હોતું જ નથી. તનદુરસ્ત અને આરોગ્યતાવાળા પુરૂષો જેઓ આ પ્રાતઃ-કાળના શાન્ત સમયને ગાઢ નિદ્રામાં કે ભોગવિલાસમાં ગુમાવે છે તેઓ સ્વર્ગની નિસરણીએ ચ્હડવાને કેવળ નાલાયક છે. જેનું સ્વ-ચૈતન્ય ઉચ્ચ સ્થાનના અનુભવ મેળવવા માટે જાગૃત થયું છે અને જેણે અજ્ઞાનરૂપી અંધકારને તોડવા માટે શરૂઆત કરી છે તે તો તારામંડળ દેખાતું બંધ થાય ત્હેની પૂર્વે જાગૃત થઇ જાયછે અને પોતાના અંતર **આત્મા** સાથે આ અંધકારમાં મજબુતીથી બાથ ભીડે છે અને પવિત્ર મહાન્ ઇચ્છાથી તે પરમતત્વનો પૂર્ણ પ્રકાશ જોવાને મથન કરે છે. તે વખતે **અજાગૃત** દુનિયા તો સ્વપ્ન અવસ્થાની ઘોર નિદ્રામાં પડી રહેલી હોય છે !

મહાન્ પુરૂષો જે ઉંચે માર્ગે ચ્હડ્યા છે અને ટકી રહ્યા છે તે કંઈ એક ફલંગ કે કુદકો મારી ચ્હડ્યા નથી, પરંતુ જ્યહારે ત્હેમના સાથીઓ ઘોર નિદ્રાવસ્થાને આધિન થઇ પડેલા હતા તે વખતે તેઓ ઉચ્ચ માર્ગ તરફ ચ્હડવાને ( રાત્રીને વખતે પણ ) પોતાનો પંથ કાપતા રહ્યા હતા.

એવો કોઈ પણ મહાત્મા કે પવિત્ર પુરૂષ કે સત્યનો ઉપદેશક થયો નથી કે જે વહેલો—પ્રાતઃકાળમાં ઉઠ્યા વગર રહ્યો હોય. ઇસુખ્રિસ્ત હમેશ પ્રાતઃકાળમાં ઉઠી શાંત એકાંતમય પર્વતપર પવિત્ર ઐક્ય સાધવામાં રોકાતો હતો. **બુદ્ધ** સૂર્યોદય પહેલાં એક કલાક આગળ ઉઠી ધ્યાનમાં

મશગુલ રહેતો અને પોતાના સઘળા શિષ્ય મંડળને પણ એજ પ્રમાણે વર્ત્તન રાખવાની આજ્ઞા કે દિક્ષા આપતો હતો.

પ્રાતઃકાળના આવા ઉત્તમ સમયમાં જો, કદાચ ત્હમારે ત્હમારા સંસારવ્યવહારના બંધનરૂપ કાર્યો બજાવવાની ફરજો માથે આવી પડી હોય અને આ પ્રમાણે ત્હમારા ધ્યાન માટેના સાધનમાં ત્હેનો અંતરાય આવી પડતો હોય તો ત્હમારે **રાત્રિનો** એક કલાક ગાળવા પ્રયત્ન કરવો. તેમજ આખા દિવસનાં ત્હમારાં વ્યાવહારિક કાર્યોની ખટપટ અને મહેનત મજુરીને લીધે તે પણ જો ત્હમારાથી બનવું અશક્ય થઇ પડતું હોય તો તેથી પણ નાહિમ્મત કે નાસીપાસ ન થતાં ત્હમારે ત્હમારા સંકલ્પો–વિચારોને ત્હમારા કાર્યોના સમયમાં જે વચ્ચે વચ્ચે ત્હમોને **અવકાશ મળતો રહે તે સમયે** પવિત્ર એકાગ્રતા તરફજ વાળવાનું વલણ રાખવું, કે જેથી કરીને જે ટુંક સમય ત્હમોને મળે છે તે નકામો ન જતાં સદુપયોગમાં ગળાશે. આ પ્રમાણેનું વર્ત્તન કે વળણ રાખવાથી ત્હમોને સ્વતંત્ર ટેવ, એક બાજુ કાર્યોમાં ગુંથાવાની અને બીજી બાજુપર ત્હમારી એકાગ્રતાના લક્ષની દૃઢતા કરવાની, થતી જશે.

**જેકબ** બોહીમ નામનો સખસ જોડા સીવવાના સમયમાં પવિત્ર વસ્તુઓપરજ લક્ષ રાખતાં રાખતાં 'મહાત્મા'નો દરજ્જો સંપાદન કરી શક્યો હતો. દરેક જીવનમાં વિચાર કરવાનો તો અવકાશ છે, છે ને છેજ. અતિ કામદાર અને ઘણુંજ મહેનતુ માણસ પણ આવા સમય-માંથી ઉચ્ચ ભાવના અને એકાગ્રતાથી કદી બાતલ થતા નથી.

આધ્યાત્મિક ધ્યાન અને સ્વાનુભવ એ બે જૂદા પદાર્થ નથી; તેટલા માટે પોતે પોતાનાજ સ્વરૂપનું ધ્યાન કરવાનું શરૂ કરવું એટલે કે **પોતાને** જાણવા–ઓળખવાનો પ્રયત્ન કરવો. તેમાં યાદ રાખવું કે હેતુ માત્ર સત્‌ને જાણવા માટે, ભૂલચૂકો દૂર કરવાનો રાખવો. પોતાના

**અંતરમાં** હેતુઓ, વિચારો અને કર્મ સંબંધી સવાલ કરવો **અને** તે **સર્વ**ને પોતાના મનની **કલ્પનાઓ સાથે સરખાવતા જવું**.તેપર **શાંત અને** નિષ્પક્ષપાતપણે પ્રયત્નવાન રહેવું. આવા પ્રકારે હમેશ ચાલુ વર્ત્તન **રાખવાથી** ત્હમારી **માનસિક** અને આધ્યાત્મિક સમતોલતામાં વધારો **થશે.** આ વગર મનુષ્યો સંસારસમુદ્રમાં મદદ વગરના તરખલાઓ **સમાન છે.** જો ત્હમારામાં ધિક્કાર કે આવેશની લાગણી પ્રકટી આવે તો ત્હમે **માયાળુપણા** અને **ક્ષમાના** ગુણો ઉપર એકાગ્રતા કરો, કે **જેથી** કરીને ત્હમારી મૂર્ખ અને કઠોર વર્ત્તણુક ઉપર ત્હમે તિક્ષ્ણતાની નજરથી જોવાને હમેશ જાગૃત રહેશો. તેથી ત્હમે **પ્રેમ, દયા અને ક્ષમાના સાગરમાં** વસવાની શરૂઆત કરશો. જેમ જેમ નીચ વૃત્તિઓને ઉચ્ચ લાગણીઓથી તાબે કરતા જશો તેમ તેમ ધીમે ધીમે ત્હમારા હૃદયરૂપી ગુફામાં તે પવિત્ર **પ્રેમના** નિયમના જ્ઞાનના અંકુરોનો પ્રકાશ છુપી રીતે પડતો જશે અને જીવન અને ચારિત્રની મુસ્કેલીઓના પડદાની સર્વ સમજ ત્હમને ખુલ્લી પડતી જશે. આવા જ્ઞાનનો સદુપયોગ ત્હમે ત્હમારા **કાયિક, વાચિક** અને **માનસિક** કર્મને લાગુ પાડતા જશો તો ત્હમારી ઉન્નતિ વધારે થતી જશે અને ત્હમે વધારે ને વધારે માયાળુ, વધારે ને વધારે પ્રેમી અને વધારે ને વધારે પવિત્ર બનતા જશો. દરેક ભૂલ, દરેક તૃષ્ણા અને દરેક માનસિક નબળાઇ આ પ્રમાણે ધ્યાનની શક્તિથી તાબે કરી શકાય છે; અને જેમ જેમ દરેક પાપ અને દરેક ભૂલ બહાર નીકળી જાય છે તેમ તેમ પંથીજીવાત્માપર સતનો પ્રકાશ સ્વચ્છ અને ખુલ્લો પ્રકાશી રહે છે.

આ પ્રમાણે ધ્યાનની સહાયતાથી ત્હમે ત્હમારી આસપાસ સ્વાર્થીપણા રૂપી શત્રુ સામે બચાવરૂપી કોટ બાંધતા જશો, અને સતના અનાશવંત પવિત્રપણામાં ત્હમે વાસો કરતા રહેશો. **ધ્યાનના મહા-**

**વરાનું સીધું ફળ એ મળશે કે શાંત આધ્યાત્મિક બળનો વધારો થઇ જીવનની લડાઇમાં ત્હમોને ઉભા રહેવાને અને ટકાવ કરવાને સ્થાન મળશે.** પવિત્ર વિચારોની શક્તિ મહાન છે અને શાંત ધ્યાનના સમયે જે બળ અને જે જ્ઞાન સંપાદન કર્યાં હોય છે તેથી કરીને જીવાત્માઓ લઢાઈ, ખટપટ, દુઃખ અને ઉશ્કેરણીના સમયમાંથી બચવાને સ્મરણશક્તિથી ભરપુર થાય છે. જેમ જેમ ધ્યાનની શક્તિથી ત્હમારા જ્ઞાનની ઉન્નતિ થતી જાય તેમ તેમ ત્હમે ત્હમારી વધારે ને વધારે સ્વાર્થી તૃષ્ણાઓ ( કે જે ચલિત છે અને દુઃખ તથા શોકને ઉત્પન્ન કરે છે ) ત્હેનો ત્યાગ કરતા જશો. તેથી કરીને ત્હમે અધિક મક્કમપણા અને અચલિત તત્ત્વોપર સ્થિર ઉભા રહેશો અને સ્વર્ગની શાન્તિ અનુભવશો.

ધ્યાનનું ફળ એ મળે છે કે, તેથી અનંત તત્ત્વોનું જ્ઞાન સંપાદન થાય છે. ધ્યાનની શક્તિથી, તત્ત્વોપર આસ્થા રાખવાથી અને ત્હેના ઉપર નિર્ભયપણે સ્થીત થવાથી કૌશલ્ય વધે છે અને **અનંત** સાથે એકરૂપ થવાય છે.

ત્હમો હાલમાં જે નીતિમય ભૂમિકાપર છો તેથી આગળ ત્હમે ત્હમારૂં ધ્યાન વધારો. યાદ રાખવું કે ત્હમારે તો ત્હમારા સતનું ભાન અસ્થિરપણે વધારવાનું છે. જો ત્હમે ધર્મયુક્ત જૈન કે હિંદુ હો તો ત્હમારે શ્રીમહાવીર કે શ્રીરામચંદ્રજીના પવિત્ર અને ડાઘવગરના ચરિત્રપર જ એકાગ્રતા કરવી અને ત્હેના દરેક નિયમને ત્હમારા આંતર જીવનમાં ઘટાવી બ્હારની વર્તણુકપર લાગુ પાડતા રહેવું, કે જેથી કરીને ત્હમે ત્હેની શુદ્ધતાની વધારે ને વધારે નજદીકમાં આવતા જશો. કેટલાક ધર્માગ્રહીઓ સત્ તરફ અલક્ષ કરે છે. અને પોતાના ગુરૂ કે સાંપ્રદાયિકોએ બાંધી આપેલા નિયમોને જ વળગી રહે છે અને બ્હારની પ્રાર્થના

પર જ સંતોષ માને છે અને પોતાની જ મર્યાદામાં વર્તે છે. અને તેથી કરી પાપ અને દુઃખરૂપી સાગરમાં વારંવાર ભટક્યા કરે છે; તેમ ત્હમે કરશો નહિ. તેવા **પક્ષપાતી** ઇશ્વરોપદેશથી અને પંથોથી અને સત્યજીવન વગરની તેવી ક્રિયાઓથી આગળ વધવામાં ત્હમને ધ્યાનની શક્તિ બહુ કામ લાગશે. આ પ્રમાણે જ્ઞાનરૂપી ઉચ્ચ માર્ગમાં **સત્**પર દઢ મનથી ચાલતાં **સત્**નું ભાન થવામાં કદી પણ અટકાવ થશે નહિ.

આતુરતાપૂર્વક અને દઢ આગ્રહપૂર્વક નિત્ય ધ્યાનનો અભ્યાસ કરવાથી સત્યનું ભાન થાય છે અને સતના શબ્દનો પંથી જ સતનાં શાસ્ત્રોને જાણે છે.

**ગૌતમ** બુદ્ધે પોતાના શિષ્યમંડળને પાંચ મહાન્ પ્રકારનાં ધ્યાન કરવાને જે ખાસ ઉપદેશ આપ્યો હતો તે નીચે પ્રમાણે છે:—

**(૧) પ્રેમભાવના:**—જેમાં અંતઃકરણપૂર્વક પ્રાણી માત્રના ભલાની અને આબાદીની ઇચ્છા રાખવી, એટલુંજ નહિ પણ દુશ્મનોને માટે પણ સુખની ભાવના કરવી.

**(૨) દયા:**—જેમાં પ્રાણી માત્રના દુઃખનો વિચાર કરી પોતાના સંકલ્પોમાં તેઓના શોક અને આશાઓનું ચિત્ર આલેખી, તે તરફ કરૂણારૂપી દયાભાવ જાગૃત કરવો.

**(૩) આનંદ:**—જેમાં પરસુખમાં પોતાનું સુખ અનુભવવું.

**(૪) સ્વચ્છતા:**—જેમાં અનાચાર અને અનીતિનાં દુઃખદાયક પરિણામ, અને તેથી ઉત્પન્ન થતાં પાપો અને દુઃખો, તથા પાપથી મળતાં સુખનું ક્ષણભંગુરપણું એ વગેરે વિચારવું અને તેથી ઉલટું માનસિક **સ્વચ્છતા**નો વિચાર કરવો.

**( ૫ ) શાન્તિ:**—જેમાં સ્વાર્થી પ્રેમ અને ધિક્કાર, ઘાતકીપણું

અને જુલમ, આબાદી અને નિર્ધનતા સર્વની પેલી બાજુ જવાનો વિચાર કરવો. નિષ્પક્ષપાત અને શુદ્ધ શાન્તિથી પોતાના પ્રારબ્ધને ઓળખવું.

જૈન ધર્મમાં ફરમાવેલી અનિત્ય ભાવના, એકત્વ ભાવના આદિ બાર ભાવનાઓ પૈકી હરકોઇ એક અથવા વધારે ભાવનાઓ કરવાથી અગર હરકોઇ મહાપુરૂષના જીવનચરિત્ર પર ધ્યાન ધરવાથી પણ એવુંજ પરિણામ લાવી શકાય છે.

પરંતુ જ્યહાં સુધી તહમારો હેતુ સત્ છે, જ્યહાં સુધી તહમારી આશાતૃષ્ણા પવિત્ર અંતઃકરણ અને શુદ્ધ જીવનવાળી છે, ત્યહાં સુધી તહમો જોઇએ તો આ ચોક્કસ ધ્યાન કરો વા નહિ કરો તે સર્વ એકજ છે. તહમારા ધ્યાનને, હમારા અંતકરણને પ્રેમરૂપી ઝરાથી વિકાસ પામવા દો અને ધિક્કારની લાગણીઓ તથા તુચ્છકારપણાથી મનને વિમુક્ત કરી, દુનિયામાં જેમ પુષ્પો પ્રાતઃકાળના સમયે ખીલવા માટે કિરણો ગ્રહણ કરવા પોતાની પાંખડીઓ ઉઘાડે છે તેમ તહમારાં જીવાત્માને ખુલ્લો કરીને સતના કીર્તિવંત પ્રકાશરૂપી કિરણો વધારે ને વધારે પ્રમાણમાં દાખલ થવા દો.

**ઉચ્ચ ભાવના રૂપી પાંખો વડે આનંદ સ્વર્ગમાં ઉડો; નિડર બનો; મહાન શક્તિઓની પ્રાપ્તિ સંભવિત છે એમ દૃઢપણે માનો; તદ્દન શાન્ત અને ડાઘ વગરની જીંદગી સંભવીત છે એમ શ્રદ્ધા રાખો; ઊંચામાં ઊંચું સત્ય મળી શકે છે એમ શ્રદ્ધા રાખો.** આવી શ્રદ્ધા રાખનાર માણસ સ્વર્ગીય ઊંચાઇ તરફ ઝપાટાબંધ આગળ વધે છે. જેઓમાં આવી શ્રદ્ધા નથી તેઓ વહેમના ઝાકળમાં ભટક્યાજ કરે છે અને દુઃખ પામ્યાજ કરે છે.

આ પ્રમાણે શ્રદ્ધા રાખવાથી—એ પ્રમાણે ઉચ્ચ ભાવના ધારણ

કરવાથી—આ પ્રમાણે 'ધ્યાન'માં મશગુલ થવાથી ત્હમને અત્યન્ત મધુરો આત્મિક અનુભવ મળશે અને ત્હમને એવાં શુભ દર્શન થશે કે જેથી ત્હમે હર્ષઘેલા જેવા બનશો. જેમ જેમ ત્હમે સર્વોત્કૃષ્ટ પ્રેમ અને સર્વોત્કૃષ્ટ ભલાઇનો અનુભવ કરતા જશો તેમ તેમ ત્હમને ઉંડો આનંદ થતો જશે, ત્હમારા હૃદયમાં ઊંડી શાન્તિ બિરાજશે, જૂની પુરાણી ચીજો—ઘણા વખતની માનસિક બલાઓ દૂર થશે અને ત્હમે તદ્દન નવાજ બની જશો. સ્થૂળ વિશ્વનો પડદો કે જે મૂર્ખ માણસની આંખથી ભેદી શકાય તેમ નથી પણ જે સત્યની આંખથી તો તદ્દન પારદર્શક જ લાગે છે તે પડદો ત્હમારી દૃષ્ટિ આગળથી વીંટાઇ જશે અને આત્મિક **વિશ્વનાં ત્હમને દર્શન થશે.** એ પ્રસંગે 'વખત' બંધ થશે અને ત્હમે આદિ અંત **રહિત** સ્થિતિનો અનુભવ કરશો. સ્થિતિઓનો ફેરફાર અને મૃત્યુ એ ત્હમને દુઃખ કે ચિંતા ઉપજાવી શકશે નહિ: કારણ કે ત્હમે તો અચલ, અમર, અવ્યાબાધ સ્થિતિમાં સ્થિત થઈ ચૂક્યા છો.

**પ્રથમ ભાગ સમાપ્ત.**

# સંસારમાં સુખ કયહાં છે ?



## ભાગ બીજો.



# પ્રકરણ ૧ લું.

## બે ગુરુઓ: 'સત્ય' અને 'અહંકાર.'



આ જગતમાં સર્વોપરી સત્તા ભોગવવાને મનુષ્યના આત્માની રણભૂમિ ઉપર બે તત્ત્વો યુદ્ધ કરી રહ્યાં છે; એક તત્ત્વને **અહંકાર** અથવા હું'પણું' કહેવામાં આવે છે, અને બીજું તત્ત્વ તે **સત્ય** છે. હું'પણારૂપી ગુરૂ છે તે બહુ ઉન્મત્ત છે; અને ત્હેનાં હથીઆરો વિકાર, અભિમાન, લોભ, ખોટી શેખાઈ, હઠીલાઇ વગેરે છે, જે ખરી રીતે અંધકારના સાથી છે. પણ સત્યરૂપી ગુરૂ બહુજ નમ્ર અને શાન્ત છે, અને ત્હેનાં હથીઆરોમાં મુખ્ય નમ્રતા, ધૈર્ય, પવિત્રતા, આત્મભોગ, નિરભિમાનીપણું વગેરે છે. આ સર્વ, પ્રકાશના સાથીઓ છે.

દરેક હૃદયમાં યુદ્ધ તો ચાલ્યાં જ કરે છે, અને આ તો એક સામાન્ય નિયમ છે કે એક જ સિપાઇ એક જ વખતે બન્ને **વિરોધી**

સસ્કરોમાં ભાગ લેઈ શકે નહિ. માટે, દરેક હૃદય કાં તો હુંપણામાં અથવા તો સત્યમાં ગુંથાયેલું હોવું જોઇએ. આ બેની વચમાંનો કોઈ માર્ગ જ નથી. એક તરફ સત્ય, અને બીજી તરફ હુંપણું. જ્યહાં હુંપણું છે ત્યહાં સત્ય નથી અને જ્યહાં સત્ય છે ત્યહાં હુંપણું નથી. સત્યના મહાન્ ગુરૂ બુદ્ધ ભગવાને આવો જ ઉપદેશ આપ્યો છે. શ્રી મહાવીર પ્રભુએ પણ કહ્યું છે કે પરમ સત્ય મેળવવાને નિરભિમાનપણું અંગીકાર કરો.

સત્ય એવું સાદું, એવું સીધું અને એવું નિષ્પક્ષપાતી અને એવું કોઇની પરવા વગરનું છે કે ત્હેમાં ગુંચવણ કે આંટીઘુંટી કે અમુક શરતોનો સંભવ પણ નથી. હુંપણું તો વાંકુંચુંકું અને આંટી-ઘુંટીવાળું હોય છે. તે ક્ષણે ક્ષણે બદલાતી ઇચ્છાઓ પ્રમાણે દોરવાય છે. ત્હેમાં અનેક પ્રકારના પક્ષપાતનો સંભવ છે. 'હું' ના પૂજારીઓ ખોટી રીતે એમ માને છે કે સંસારની સઘળી ઇચ્છાઓ અમે સંતોષીએ, અને ત્હેની **સાથે** અમે સત્યના પણ ઉપાસક બનીએ. પણ સત્યના ખરા ભકતો હુંપણાના **ભોગે** સત્યની ઉપાસના કરે છે, અને જગતના માયાવી પદાર્થોથી અને સ્વાર્થથી પોતાની જાતનું બહુ કાળજી-પૂર્વક રક્ષણ કરે છે.

શું ત્હમારી સત્ય જાણવાની અને અનુભવવાની ખરી ઇચ્છા છે? જો ત્હમારી ઇચ્છા હોય તો ત્હમારે દરેક વસ્તુનો ભોગ આપવાને અને દરેક વસ્તુનો ત્યાગ કરવાને તૈયાર રહેવું જોઇએ. કારણ કે જ્યહારે આપણા હૃદયમાંથી સ્વાર્થનો છેલ્લો અંશ પણ નાશ પામી જાય, ત્યહારે સત્ય ત્હેના સંપૂર્ણ અને ભવ્ય સ્વરૂપમાં દેખાય છે અને અનુભવાય છે.

એક મહાત્મા કહે છે: "જે મ્હારો શિષ્ય થવા માગે છે, ત્હેણે પ્રથમ તો આત્મભોગ આપતાં શિખવું જોઇએ." શું ત્હમે આત્મ-

ભોગ આપવાને તૈયાર છો? શું ત્હમે, ત્હમારી વાસનાઓ, ત્હમારા ખોટા અભિપ્રાયો, ત્હમારા માની લીધેલા ખોટા દુરાગ્રહો અને ત્હમારા હલકા્ વિકારોનો ભોગ આપવાને તત્પર છો? જો ત્હમે તૈયાર હો તો સત્યના સાંકડા માર્ગે ચાલવાને અને જે શાન્તિ મેળવવામાં જગત બેનશીબ રહ્યું છે તે શાન્તિ મેળવવાને ત્હમે જરૂર **લાયક** થશો. સ્વાર્થત્યાગ અને સંપૂર્ણ હુંપણાનો ભોગ એ જ પરમ સત્યના અનુભવ રૂપ છે અને સઘળા ધર્મો અને સઘળી તત્ત્વવિદ્યાઓ, તે સત્યના અનુભવ માટે **ટેકા** રૂપ છે.

સત્યનો ભોગ આપવો એ જ હુંપણું છે, અને હુંપણાનો ભોગ આપવો એ જ સત્ય છે. જે પ્રમાણમાં ત્હમે હુંપણાને **મરવા** દેશો, તે પ્રમાણમાં ત્હમે સત્યને **જન્મ** આપશો. અને જેમ જેમ ત્હમે હુંપણાને **વળગતા જશો**, તેમ તેમ સત્ય ત્હમારાથી **દૂર ભાગતું જશે.**

જ્હાં સુધી ત્હમે સ્વાર્થની આંખથી જુઓ છો, ત્હાં સુધી ત્હમે સત્યનું સૌંદર્ય નિહાળી શકો નહિ. જો ત્હમે અભિમાની હો તો દરેક ચીજ ત્હમારા અભિમાનથી **રંગાયેલી** ત્હમને જણાશે. જો ત્હમે વિષયી અથવા કામી હશો તો ત્હમારૂં મન વિકારોરૂપી ધુણી અને જ્વાળાથી ઘેરાયેલું થશે, જેથી તે દ્વારા જોતાં ત્હમને સઘળું વિષયમય ભાસશે. વિષયી પુરૂષને મન દરેક સ્ત્રી વ્યભિચારિણી ભાસશે, તેમજ કુચેષ્ટાવાળી સ્ત્રીને મન સર્વ પુરૂષો કામાંધ જણાશે. જો ત્હમે મગરૂર અને પોતાનો જ કક્કો ખરો ઠરાવનારા હશો તો ત્હમને ત્હમારા અભિપ્રાયોની મહત્વતા અને ઉત્તમતા સિવાય આ જગતમાં બીજું કાંઇ દેખાશે નહિ.

સત્યના ઉપાસક અને 'હું'ના પુજારીમાં એક મ્હોટું અંતર છે, જે એક ગુણને લીધે જણાઇ આવે છે. અને તે ગુણ તે નમ્રતા અથવા નિરભિમાન છે. ખોટી શેખાઈ, હઠીલાઈ અને સ્વાર્થ એ સર્વથી

દૂર રહેવું એટલું નહિ પણ પોતાના અભિપ્રાયોને હઠીલાઇથી વળગી ન રહેવુંઃ આનું નામ તે ખરી નિરભિમાન વૃત્તિ છે.

જે મનુષ્ય હુંપણાના વિચારમાં મશગુલ છે, જે પોતાના અભિપ્રાયોને જ સાચા માને છે અને બીજા બધા મનુષ્યોના અભિપ્રાયોને દોષરૂપ ગણે છે તે માણસ અંધારામાં અને વિટંબનામાં આથડે છે. જે નિરભિમાની સત્યનો ઉપાસક 'સત્ય' અને 'અભિપ્રાય' વચ્ચેનો ભેદ સમજતાં શિખ્યો છે તે તો સર્વ મનુષ્યો તરફ ઉદારવૃત્તિથી જુએ છે અને પોતાના અભિપ્રાયોને સાચા ઠરાવવાને તે કદાપિ જક્ક કરતો નથી; પણ પ્રેમને ખાતર—સત્ય વધારે ભવ્ય સ્વરૂપમાં પ્રકટ થઇ શકે તે માટે, પોતાના અંગત અભિપ્રાયોનો પણ ભોગ આપતાં તે ચૂકતો નથી. કારણ કે પરમ સત્યને કોઇના ટેકાની જરૂર રહેતી નથી તે વાત તો ફક્ત 'અનુભવી' પુરૂષરત્નોના જ અનુભવમાં આવી શકે. જેનામાં વધારે ઉદારતા છે તે, સત્યની વધારે સમીપમાં છે.

ઘણીવાર મનુષ્યો મ્હોટી તકરારો અથવા વાદવિવાદ ચલાવે છે અને ધારે છે કે અમે સત્યની તરફેણુ કરીએ છીએ; પણ ખરી રીતે તો તેઓ **ઘણે ભાગે** પોતાના નાશવંત અભિપ્રાયોનો બચાવ કરતા હોય છે. હુંપણાનો ઉપાસક બીજાઓની સામે પોતાના સઘળા જોરથી થાય છે. સત્ય બદલાય તેમ નહિ હોવાથી તેમજ અચળ હોવાથી તે મ્હારા કે તહમારા **અભિપ્રાય ઉપર** આધાર રાખતું નથી. આપણે સત્યમાં દાખલ થઇએ, અથવા તો સત્યની બ્હાર ઉભા રહીએ, તેથી સત્યને જરા પણ અસર થતી નથી. આપણે ત્હેના સામા થઇએ કે ત્હેનો બચાવ કરીએ તેથી સત્યની સ્થિતિમાં રતિ માત્ર પણ ફેર પડતો નથી. પણ ત્હેનું પરિણામ આપણી વૃત્તિ પ્રમાણે **આપણા** જ લાભમાં કે ગેરલાભમાં આવે છે.

સ્વાર્થના ગુલામ બનેલા, મદથી છકેલા, અભિમાની અને બીજાનું

સાંખી નહિ શકનારા પુરૂષો એમ માને છે કે અમુક ધર્મ યા માન્યતા સાચી છે અને બીજા સઘળા ધર્મો ભૂલ ભરેલા છે; તેઓ બીજાઓને એક ધર્મમાંથી બીજા ધર્મમાં વટલાવવા પોતાનું સઘળું જોર વાપરે છે; પણ આ એક ગંભીર ભુલ છે. જગતમાં ફક્ત એક જ ધર્મ છે અને તે ધર્મનું નામ **'સત્ય'** છે.

જગતમાં એક જ **ભૂલ** છે અને તે ભૂલનું નામ **'હુંપણું"** છે. ઉપર ઉપરની—બ્હારથી બતાવવાની માન્યતા યા શ્રદ્ધા એ સત્ય નથી. સત્યનો ઉપાસક તો નિઃસ્વાર્થી, ઉચ્ચ અને ઉમદા આશયનો હોય છે; અને જેણે સત્ય મેળવ્યું છે તે આખા જગતની સાથે પ્રેમ અને દિલસોજીથી રહી શકે છે.

જો ત્હમે શાન્તિથી ત્હમારૂં હૃદય, ત્હમારૂં મન અને ત્હમારૂં ચારિત્ર તપાસશો—બારીક રીતે અવલોકશો—તો ત્હમે **સત્ય**ના ઉપાસક છો કે **હુંપણા**ના પુજારી છો ત્હેની ત્હમારા હૃદયમાં સંપૂર્ણ ખાત્રી થશે. શું ત્હમે વ્હેમ, વૈર, ઇર્ષ્યા, કામ, અભિમાન વગેરે વિચારો ત્હમારા હૃદયમાં પોષો છો? અગર શું ત્હમે ત્હેમને ત્હમારા હૃદયમાંથી દૂર કહાડવા ત્હમારૂં સઘળું બળ અજમાવો છો? જો ત્હમે તેવા વિચારોને પોષતા હો તો, ત્હમે ગમે તે ધર્મ માનતા હો તે છતાં, ત્હમે ખરેખર 'હું'નાજ પૂજારી છો; અને જો ત્હમે ઉપર જણાવેલી વૃત્તિઓને નિર્મૂળ કરવા પ્રયત્ન કરતા હો, તો ત્હમે કોઈ પણ ધર્મને ન માનનારા હો છતાં પણ ત્હમે ખરેખર **'સત્ય'**ના ઉમેદવાર છો.

શું ત્હમે કામી, હઠીલા, સ્વાર્થી, ઇંદ્રિયોને પોષનારા અને હુંપણાનાજ વિચારમાં રમનારા છો? અથવા તો શું ત્હમે નમ્ર, દયાળુ, નિઃસ્વાર્થી, જીતેંદ્રિય અને સ્વાર્થનો ભોગ આપનારા છો ? જો ત્હમે પ્રથમ પ્રકારના હો તો ખરેખર ત્હમે હુંપણાના ગુલામ છો; અને જો ત્હમે બીજા પ્રકારના હો તો ત્હમે સત્યના સાચા ભક્ત છો. શું ત્હમે

ધનને સારૂ વળખાં મારો છો? શું ત્હમે ત્હમારા પક્ષને સારૂ ઝુસ્સાબંધ લડાઈ ચલાવો છો? શું ત્હમે સત્તા અને આગેવાની મેળવવા માટે તલસો છો? શું ત્હમે આત્મશ્લાઘા કરો છો? અને શું ત્હમે બ્હારનો ભભકો બતાવવા ધુમો છો?—**અથવા તો,** શું ત્હમે ધનની લાલસા તજી છે? શું ત્હમે કલહને દેશવટો દીધો છે? શું ત્હમે છેલ્લામાં છેલ્લી પદવીમાં કોઈ પણ ત્હમને ન જાણે તેવી રીતે અજ્ઞાત પડી રહેવાને તૈયાર છો? શું ત્હમે જ્યહાં ત્યહાં આત્મશ્લાઘા કરવાનું છોડી દીધું છે?

જો ત્હમે **પ્રથમ** જણાવેલી રીતિના હો, તો પરમાત્માના ભક્ત હોવાનું ગુમાન ધરાવતા **છતાં** ત્હમે 'હું' નાજ પુજારી છો. અને જો ત્હમે **બીજા** પ્રકારના મનુષ્ય હો તો ત્હમે ખુલ્લી રીતે પ્રાર્થના ન કરતા હો તે છતાં પણ ત્હમે 'પરમતત્ત્વ' ના ઉપાસક છો. સત્યપ્રેમી મનુષ્ય જે નિશાનીઓથી ઓળખાય છે, તે નિશાનીઓ ન ભૂલાય તેવી અને સ્પષ્ટ હોય છે. ભગવદ્ગીતામાં સોળમા અધ્યાયમાં શ્રીકૃષ્ણે દૈવી સંપદ્‌ના જે ગુણો દર્શાવ્યા છે તે સત્યની ઉપાસનાના સૂચક છે:—

**अभयं सत्त्वसंशुद्धिः ज्ञानयोगव्यवस्थितिः ।**
**दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥ १ ॥**
**अहिंसा सत्यमक्रोधस्त्यागः शान्तिरपैशुनम् ।**
**दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥ २ ॥**
**तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ।**
**भवंति संपदं दैवीमभिजातस्य भारत ॥ ३ ॥**

અભય, શુદ્ધ અંતઃકરણ, જ્ઞાનયોગમાં સ્થિરતા, દાન, દમ, યજ્ઞ અથવા આત્મભોગ, સ્વાધ્યાય, તપ, સરલતા, અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાન્તિ, ચ્હીડીયાપણાનો અભાવ, પ્રાણી માત્ર તરફ દયા, લોલુ-

પતાનો નાશ, નમ્રતા, વિનયમર્યાદા, સ્થિરતા, તેજ, ક્ષમા, ધૈર્ય, પવિત્રતા, દ્રોહનો અભાવ, માનનો અભાવ: આ સર્વ સદ્‌ગુણો, હે **અર્જુન!** દૈવી સંપત્‌વાળાના હોય છે.

જ્યહારે મનુષ્યો અજ્ઞાનમાં અને હુંપણામાં ફસાઈ જઈ **સત્યના** ઉપાસકનાં ઉપર જણાવેલાં ચિન્હો ભૂલી જાય છે, ત્યહારે તેઓ મનુષ્યની પરીક્ષા કરવાનાં **કૃત્રિમ** સાધનો ઉભાં કરે છે. અમુક ધર્મને માને તો તે **સત્યનો** ઉપાસક છે, અને અમુક ધર્મને ન માને તો તે **સત્યનો** ઉપાસક નથી, આવી તદ્દન **બનાવટી કસોટીઓ સત્યના** ઉપાસકની પરીક્ષા કરવામાં હાલમાં વપરાવા લાગી છે! આ કારણથી મનુષ્યોમાં મતભેદ પડે છે અને ચાલુ વૈરવિરોધ જ્યહાં ત્યહાં દૃષ્ટિગોચર થાય છે; અને દુઃખ અને દિલગીરી તો પગલે પગલે નજરે પડે છે.

પ્રિય વાચક! શું **સત્યમાં જન્મ લેવાને** ત્હારી જીગરની ઇચ્છા છે? જો ત્હારી ઇચ્છા જ હોય તો ફક્ત એક જ માર્ગ છે, અને તે એ છે કે **હુંપણાને મરવા દે.**

જૂદી જૂદી કામનાઓ, વાસનાઓ, તૃષ્ણાઓ, અભિપ્રાયો, મતાંધતાઓ, અને પ્રથમથી બાંધી લીધેલા વિચારો—આ સર્વને ત્હારા હૃદયમાંથી હમેશને વાસ્તે દેશવટો આપી દે, આ સર્વનો હવે તું એક પળવાર પણ ગુલામ બનતો નહિ; એટલે પછી જરૂર 'સત્ય' ત્હારૂંજ થશે. ત્હારો જ ધર્મ ખરો અને બીજા બધાના ધર્મ તદ્દન ખોટા એવું માનતો બંધ થઈ જા અને ઉદારતાનો ઉમદા પાઠ શિખવાને નિરભિમાનીપણે પ્રયત્ન કર. મ્હારા ધર્મનો સંસ્થાપક, એ એકલોજ જગત્‌નો ઉદ્ધાર કરનાર મહાપુરૂષ છે, અને બીજા ધર્મના સંસ્થાપકો ધૂર્ત છે, એવા વિચારોને ત્હારા દિલમાં સ્થાન આપતો નહિ. કારણ કે તેવા વિચારોને લીધેજ આ જગતમાં અનેક નિર્દોષ મનુષ્યોનાં લોહી રેડાયાં છે, અને ભારે ખુનરેજી ચાલી છે. માટે મ્હારૂં શ્રેષ્ઠ અને પારકું

અધમ, એવો ખોટો ખ્યાલ તજી પવિત્રતાના પરમ પન્થે વિચરવાનું પસંદ કર. જો આ પ્રમાણે તું થોડો વખત પણ વર્તીશ તો હારી નિઃશંક ખાત્રી થશે કે **દરેક પવિત્ર પુરૂષ જગતનો ઉદ્ધારક છે.**

હુંપણાનો ત્યાગ કરવો એનો અર્થ બ્હારની વસ્તુઓનો ત્યાગ કરવો એમ થતો નથી; **અંતર**નું પાપ—**અંતર**ની ભૂલ દૂર કરવી એજ ખરો હુંપણાનો ત્યાગ છે. ભભકાદાર પોષાકનો ત્યાગ કરી ભગવાં લૂગડાં પહેરવાથી, અથવા ધનનો ત્યાગ કરવાથી, અથવા અમુક પ્રકારનો ખોરાક નહિ ખાવાથી અથવા ફક્ત મીઠા અને ખુશામત ભર્યાં શબ્દો બોલવાથી—આવાં આવાં **બાહ્ય** આચરણથી કદાપિ સત્ય જડતું નથી પણ **અભિમાન વૃત્તિ** ત્યાગવાથી, ધનની **તૃષ્ણાનો** નાશ કરવાથી, ઇંદ્રિયોના ઉપભોગની **લાલસાને** વશમાં લાવવાથી, દ્વેષ—ઇર્ષ્યા—પરનિંદા અને સ્વાર્થથી દૂર રહેવાથી, અને **હૃદયથી** નમ્ર અને પ્રેમાળ થવાથી—આ સર્વ **આંતર્ ક્રિયાઓથી** ખરૂં સત્ય જડે છે.

પ્રથમ જણાવેલી બાહ્ય ક્રિયાઓ કરવી, અને અંતરની વૃત્તિ ન સુધારવી એ એક પ્રકારનો **ઢોંગ** છે. તમે આખા જગતનો ત્યાગ કરો અને જંગલમાં કે કોઇ એકાંત ગુફામાં જઇ ભરાઓ, છતાં તમારી સ્વાર્થતા તો તમારી સાથેજ ત્હાં પણ આવશે અને જ્હાં સુધી તમે સ્વાર્થનો ત્યાગ કર્યો નથી ત્હાં સુધી ખરેખર તમારી સ્થિતિ બહુ દયાજનક રહેશે અને તમે મ્હોટા ભ્રમમાં ભૂલા ભમશો. તમે હાલ જે સ્થિતિમાં છો તેની તે સ્થિતિમાં રહીને પણ તમારી સઘળી ફરજો તમારી શક્તિ પ્રમાણે બરાબર બજાવી **શકો.** તમે જગતનો—તમારા મગજમાંના જગતનો, અંતર શત્રુનો ત્યાગ કરી શકો. સંસારમાં રહેવું છતાં સંસારથી અનાસક્ત—અલગ રહેવું, એજ ઉચ્ચમાં ઉચ્ચ પૂર્ણતા, સંપૂર્ણ શાન્તિ અને મ્હોટામાં મ્હોટી ફત્તેહ છે. સ્વાર્થનો ત્યાગ એ જ સત્યનો માર્ગ છે. એક મહાશયે કહ્યું છે કેઃ—

"Enter the path, there is no grief like hate,
No pain like passion, no deceit like sense;
Enter the path, far hath he gone whose foot,
Treads down one fond offence."

" **માર્ગ**માં દાખલ થાઓ;–દ્વેષ જેવો બીજો કોઈ શોક નથી, મનોવિકાર જેવું દુઃખ નથી, ઇંદ્રિયો જેવી લાલચ નથી. **માર્ગ**માં પ્રવેશ કરો;–જે મનુષ્ય પોતાને પ્રિય થઈ પડેલો એવો એક પણ દોષ દૂર કરે છે, તે **માર્ગ**માં બહુજ આગળ વધેલો છે. "

જેમ જેમ ત્હમે હુંપણાને વશ કરતા જશો તેમ તેમ વસ્તુઓ ત્હમને ત્હેમના ખરા સ્વરૂપમાં ભાસશે. જે મનુષ્ય વાસના, ખોટા અભિપ્રાય, રાગ, દ્વેષ વગેરેથી ઘેરાયેલો છે, તે મનુષ્ય દરેક બનાવ યા દરેક સંજોગને તે તે દૃષ્ટિથી નિહાળે છે, તેથી વસ્તુનું ખરૂં સ્વરૂપ ત્હેના જાણવામાં આવતું નથી અને ભ્રમણામાં રઝળે છે. પણ જે મનુષ્ય સઘળા વિકારો, ખોટા અભિપ્રાયો, પક્ષપાત વગેરેથી મુક્ત છે, તેવો મનુષ્ય પોતાની ખરી સ્થિતિ જાણી શકે છે; બીજાઓને પણ ત્હેમના ખરા સ્વરૂપમાં જુએ છે; અને સઘળી વસ્તુઓની પણ યથાસ્થિત દશા અવલોકી શકે છે. ત્હેને કોઇ પણ વસ્તુના સામા થવાનું, અથવા કોઇ વસ્તુનો બચાવ કરવાનું, અથવા કોઈ વસ્તુને છાની રાખવાનું અથવા કોઇ વસ્તુનું રક્ષણ કરવાનું નહિ હોવાથી, તેવો મનુષ્ય શાન્તિમાં વસે છે. સત્ય એ કેવળ **સાદું** છે, એ તેણે બરાબર અનુભવ્યું છે; કારણ કે તે જાણે છે કે મનની પક્ષપાત વગરની, શાન્ત અને સુખમય સ્થિતિ તે જ સત્ય અનુભવવાની સ્થિતિ છે.

જે માણસ આવી સ્થિતિ પ્રાપ્ત કરે છે, તે માણસ **દેવોની સાથે** હરેફરે છે અને **પરમ પ્રભુના** ચરણમાં બિરાજે છે. જે મનુષ્ય આ જગતનો મહાન્ અને અચળ (કર્મનો) નિયમ સમજે છે, દુઃખનું

શું કારણ છે તે પીછાને છે, દુઃખ દૂર કરવાનું રહસ્ય શું છે તે જાણે છે અને સત્યથી તે દુઃખની મુક્તિ છે એમ માને છે, તેવો મનુષ્ય કલહકંકાસમાં અથવા તો પારકાને હલકો પાડવામાં અથવા બીજાની નિંદા કરવામાં પોતાનો અમૂલ્ય અને પરમાર્થના કામમાં ઉપયોગી લાગે તેવો સમય કેમ ગુમાવે ?

કારણ કે તે સારી રીતે સમજે છે કે, કેવળ સ્વાર્થમાં રચ્યું-પચ્યું રહેલું, ખોટી ભ્રમણાઓમાં ભૂલું પડેલું અને અજ્ઞાન અને હું-પણાના દોષમાં મગ્ન થયેલું, એવું જગત્ સત્યનું પ્રકાશિત અને અચળ તેજ નિરખી શકતું નથી. અને જે મનુષ્યોમાં સ્વાર્થતા નાશ પામી છે, અથવા નાશ પામતી જાય છે તેવા મનુષ્યના હૃદયની સાદાઇ અને શુદ્ધતા પણ જગત્ પીછાની શકતું નથી. પણ તે મનુષ્ય પોતે તો સારી પેઠે માને છે કે **સર્વનું ઔષધ દુઃખ છે.** અને જે મનુષ્યો **સમજીને** બીજાઓના ઉપદેશ અનુસાર સત્ય માર્ગે વિચરતા નથી, તેવા મનુષ્યોને માટે દુઃખ એ છુપો આશીર્વાદ છે. તેવા મનુષ્યો અનેક પ્રકારનાં દુઃખો અનુભવી, અનેક પ્રકારની મુશ્કેલીઓ વેઠી, અંતે, ઉડાઉ છોકરાની માફક પોતાના **પિતાને ઘેર** એટલે કે **સત્ય** ભણી જરૂર આવશે.

આ કારણથી તે સઘળા મનુષ્યો તરફ ઉદાર વૃત્તિથી અને દિલસોજીથી જુએ છે અને એક **પિતા** પોતાના હઠીલા અને દુરા-ચારમાં પડેલા પુત્ર તરફ જેવી વૃત્તિ રાખે છે તેવીજ વૃત્તિ રાખી જગતમાં વિચરે છે.

જ્યહાં સુધી મનુષ્યો હુંપણાને વળગે છે, જ્યહાં સુધી તેઓ સ્વાર્થને સર્વસ્વ માને છે અને સ્વાર્થને ચ્હાય છે, અને જ્યહાં સુધી જગતમાં 'હું અને મ્હારાપણું' એજ મંત્ર તેઓ જપ્યાં કરે છે, ત્યહાં સુધી સત્ય ત્હેમનાથી હજારો ગાઉ દૂર જ રહેવાનું એ ચોક્કસ છે.

જ્યહારે ત્હમે આ ' હું અને મ્હારાપણા 'ના પાસથી મુક્ત થશો, ત્યહારે જગત્ ત્હમને જૂદા જ સ્વરૂપમાં ભાસશે અને તે વખતે ત્હમે ગમે તેવા સંજોગો કે સ્થિતિમાં હશો છતાં જરૂર ત્હમે સત્ય અનુભવશો.

જ્યહારે મનુષ્યોને મોજશોખ, એશઆરામ અને બ્હારના ભપકાની કેફ ચડી હોય છે, ત્યહારે જીવનતૃષ્ણા તેહમનામાં અધિક અધિક વધે છે અને આ શરીર હમેશ શાશ્વતું રહે તો કેટલું બધું સુખ મળે એવી સ્વપ્નસૃષ્ટિ રચે છે; પણ જ્યહારે પોતે વાવેલાં બીજોનો પાક લણવાનો સમય આવે છે, ત્યહારે દુઃખ અને દિલગીરીનો ત્હેમને અનુભવ થાય છે, અને ત્યહારે તેઓની ખોટી ભ્રમણાઓ જતી રહે છે. ત્યહારે તેઓ સ્વાર્થ અને ત્હેની મોહમયી જાળમાંથી બળતા હૃદયે મુક્ત થાય છે, અને ખરૂં અમરત્વ સત્યનું કે આત્માનું છે એવો કડવો અનુભવ ઘણા **લાંબા સમયે** ત્હેમને થાય છે. પણ આ અનુભવ **સર્વ કાળને વાસ્તે** થાય છે.

મનુષ્યો અશુભમાંથી શુભમાં અને હુંપણામાંથી સત્યમાં, **દુઃખના દરવાજા મારફતે**, દાખલ થાય છે; કારણ કે જ્યહાં હુંપણું છે ત્યહાં દુઃખ છે. કેવળ સત્યની શાન્તિ અને પરમસુખમાં સઘળાં દુઃખ વિલય પામે છે. ત્હમારી ધારેલી ધારણાઓ પાર ન પડવાથી અથવા તો અમુક મનુષ્ય ત્હમે ધારો તેવા ગુણવાળો ન નીવડે તેટલાથી જો ત્હમે ઉદાસ થાઓ તો ત્હેનું કારણ એ જ છે કે ત્હમો સ્વાર્થી છો, ત્હમે 'હું ' ના પૂજારી છો. જો ત્હમારા વર્તનને સારૂ ત્હમને પશ્ચાત્તાપ થતો હોય તો ત્હેનું કારણ પણ ત્હમારી સ્વાર્થભરી દૃષ્ટિ છે. કોઈની ત્હમારા તરફની વર્તણુકને લીધે જો ત્હમને શોક કે દિલગીરી થતી હોય તો ત્હેનું કારણ પણ ત્હમારી સ્વાર્થી લાલસા છે. ત્હમારી તરફ કાંઇ કાંઈ કરવામાં આવે અથવા ત્હમારે વિષે જે બોલાવામાં આવે તે કશાથી જો ત્હમારૂં હૃદય ઘાયલ થતું હોય તો ત્હેનું

કારણ એજ છે કે ત્હમે **સ્વાર્થના દુઃખમય માર્ગે ચાલો છો.** સઘળું દુઃખ હુંપણાને લીધે છે, સઘળું દુઃખ સત્યને લીધે નાશ પામે છે. જ્યહારે ત્હમે **સત્યનો** સાક્ષાત્કાર કરશો ત્યહારે ત્હમે પશ્ચાત્તાપ, શોક અને દિલગીરીથી અવશ્ય મુક્ત થશો અને દુઃખ માત્ર ત્હમારી પાસેથી નાશી જશે.

Self is the only *prison* that can ever bind the soul.
Truth is the only *angel* that can bind the gates unroll.
And when he comes to call thee, arise and follow fast.
His way may lie through darkness, but it leads to light at last.

" મમત્વ અથવા હુંપણું એજ આત્માને બાંધનાર **કેદખાનું** છે. તે કેદખાનાના દરવાજા ઉઘાડનાર **સત્ય** છે. માટે જ્યહારે તે **સત્યરૂપી** દેવ ત્હને બોલાવવાને આવે ત્યહારે તરતજ ઉઠીને ત્હેની પાછળ ઝડપથી જજે. કદાચ ત્હેનો માર્ગ **અંધકારમાં થઇને** જવાનો હોય. પણ આખરે તો તે જરૂર **પ્રકાશમાં જ** લેઇ જશે.

આ જગતનું દુઃખ પોતાનું જ કરેલું છે.

દુઃખ એ આત્માને પવિત્ર બનાવનાર ઉત્તમ કીમીઆ છે, અને પુષ્કળ દુઃખ મનુષ્યને **સત્યની** સમીપમાં લઇ જનાર ભોમીઆ છે.

શું ત્હમારે માથે વધારે દુઃખ પડયું છે ? શું ત્હમે વધારે શોકમાં મગ્ન થયા છો ? શું ત્હમે આ મનુષ્યના જીવનનો શો ઉદ્દેશ છે તે સંબંધમાં બહુજ વિચાર કર્યો છે ? જો આમ હોય તો ખરેખર ત્હમે મમત્વ—હુંપણા સામે લડાઇ કરવાને અને **સત્યના** શિષ્ય થવાને લાયક અધિકારી બન્યા છો.

જેઓ મમત્વને છોડી શકતા નથી તેવા કેવળ **બુદ્ધિના ઉપાસકો** આ જગત્ સંબંધી અનેક નવી નવી કલ્પનાઓ રચે છે. અને તે સત્ય છે એમ જણાવે છે, પણ હે પ્રિય વાચક ! એ બધી ભ્રમજાળ

છોડીને ત્હારૂં **વર્તન** ઉચ્ચ પ્રકારનું કરવાને ત્હારાથી બનતો પ્રયત્ન કર. જો તું ત્હારૂં **ચારિત્ર** ઉત્તમ પ્રકારનું રચી શકીશ તો તું સત્યનો અનુભવ કરીશ અને પછીથી તે સત્ય કદાપિ બદલાશે નહિ. માટે ત્હારા હૃદયને કેળવ. ત્હારા હૃદયને નિઃસ્વાર્થી પ્રેમ અને ઉંડી દયાના પાણીથી સિંચ અને તે હૃદયમાંથી જે વિચારો પ્રેમના વિરોધી હોય તે સઘળાને જડમૂળથી ઉખેડી નાખવા પ્રયત્ન કર. અપકારને બદલે ઉપકાર કર; ગાળ દે ત્હેને આશિષ આપ; દ્વેષના બદલામાં પ્રેમ દર્શાવ; નિષ્ઠુરતાનો બદલો નમ્રતાથી વાળ અને પ્રતિસ્પર્ધીઓની ખોટી દલીલોનો મૌનથી જવાબ આપ. આ રીતે ત્હારી બધી સ્વાર્થી તૃષ્ણાઓ બળી જશે અને ત્હેને બદલે પ્રેમનું શુદ્ધ સુવર્ણ નીકળી આવશે અને મમત્વ નાશ પામી સત્ય પ્રકાશશે.

આ પ્રમાણે વર્તવાથી મનુષ્યોમાં તું નિર્દોષપણે હરીફરી શકીશ. અને તું નમ્રતાની ધુંસરી ધારણ કરી અને નિરભિમાન વૃત્તિનો દિવ્ય પોશાક પહેરી જગતમાં સુખથી વિચરી શકીશ. જો આ ભવિષ્ય ત્હને લલચાવતું હોય તો અત્યારથીજ—આ પળથીજ ત્હારા હૃદયને ઉચ્ચ બનાવવાને ત્હારૂં સઘળું બળ વાપર.

---



# પ્રકરણ ૨ જું.

## आत्मिक शक्तिः ते केवी रीते प्राप्त करवी ?




જગત્ એવા મનુષ્યોથી વસેલું છે કે જે મનુષ્યો નિરંતર સુખ, નવાઇ અને આશ્ચર્યકારક પદાર્થોને શોધતા ફરે છે. કાંતો તેઓ આંસુ પાડે છે અગર તો ખડખડ હસે છે. તેઓ બળ, સ્થિરતા કે અધિકાર મેળવવા પ્રયત્ન કરતા નથી, પણ નિર્બળતાને ઉત્પન્ન કરનારા પ્રસંગો હમેશ શોધતા જ હોય છે.

ખરી સત્તાવાળા, અને બીજા ઉપર પોતાનો પ્રભાવ પાડી શકે એવા પુરૂષો અને સ્ત્રીઓ આ જગતમાં બહુ થોડા છે. કારણ કે આવી શક્તિ મેળવવાને આપવો જોઇતો આત્મભોગ ઘણા થોડા મનુષ્યોજ પસંદ કરી શકે છે અને ધીરજથી પોતાનું ચારિત્ર ઉત્તમ પ્રકારનું યોજવાને તો બહુજ થોડા મનુષ્યો પ્રવૃત્ત થાય છે.

ક્ષણે ક્ષણે બદલાતા વિચારો અને વાસનાઓથી દોરવાઇ જવું

એજ આત્મબળ ખોવાનો માર્ગ છે. પણ તે વિચારો અને વાસનાઓને કબજામાં રાખવાથી, બળ અને પ્રભાવ વૃદ્ધિ પામે છે. પાશવ સ્વભાવના ઘણા મનુષ્યોમાં **હદપારનો જુસ્સો** હોય છે, પણ આ જુસ્સો તે **ખરી શક્તિ** યાને આત્મબળ નથી.

તે જુસ્સામાં ખરી શક્તિનાં **બીજ** રહેલાં છે; પણ જ્યહારે તે જુસ્સાને પોતાની બુદ્ધિવડે વશ કરવામાં આવે છે ત્યહારેજ ખરી આત્મશક્તિ જાગૃત થાય છે; અને જ્યહારે મનુષ્યને પોતાની ખરી સ્થિતિનું ભાન થાય છે ત્યહારેજ ત્હેનામાં શક્તિ અને બળ વધે છે.

માણસના બળની કે નિર્બળતાની પરીક્ષા ત્હેના **બ્હારના જુસ્સા ઉપરથી** કે કોઇ બાબતના **હઠાગ્રહથી** માપવાની નથી; કારણ કે ઘણાએ મૂર્ખ મનુષ્યો બ્હારનો જુસ્સો બતાવી શકે છે, અથવા તો હઠીલાઈ ધારણ કરી શકે છે.

જેઓ મોજમજાના શોખીન હોય છે, જેઓ ક્ષણિક સુખ આપતી આશ્ચર્યકારક અને નવાઇ ઉપજાવનારી વસ્તુઓની લાલસાવાળા છે, અને ક્ષણે ક્ષણે બદલાતા વિચાર કે વાસના પ્રમાણે વર્તવાવાળા છે, તેવા મનુષ્યોમાં, જેથી સ્થિરતા, સમતોલવૃત્તિ અને પ્રભાવ ઉત્પન્ન થાય તેવા જ્ઞાનની ખામી હોય છે.

જ્યહારે મનુષ્ય પોતાના ક્ષણિક જુસ્સાઓને વશ કરતાં શિખે છે, અને સ્વાર્થી તૃષ્ણાઓનો અંત લાવે છે, ત્યહારે તે પોતાના અંતરમાં રહેલા ઉચ્ચ અને શાન્ત ચૈતન્યનો આશ્રય લે છે, અને તે એવા ખડક ઉપર સ્થિર રહે છે કે જ્યહાં ઉભા રહેવાથી હજારો વિકારોનાં મોજાંઓ ત્હેની સ્થિરતાનો ભંગ કરી શકતા નથી.

આત્માની અચળ અને અનંત શક્તિમાં સંપૂર્ણ વિશ્વાસ જે પુરૂષોને છે તે પુરૂષે ઉચ્ચમાં ઉચ્ચ શક્તિ મેળવવાનું રહસ્ય જાણ્યું છે એમ જરૂર માનજો.

જ્યહારે ઘણી શોધ પછી, ઘણા કડવા અનુભવ પછી, અને ઘણા આત્મભોગ આપ્યા પછી શાશ્વત 'તત્ત્વ'નો પ્રકાશ આત્મા પર પડવા લાગે છે ત્યહારે અપૂર્વ શાન્તિ અને અવર્ણનીય આનંદ ભોગવવાને તે મનુષ્યનો આત્મા પાત્ર બને છે.

જેણે આવાં તત્ત્વોનો સાક્ષાત્કાર કર્યો છે, તેવો મનુષ્ય બાહ્ય વિષયોમાં ભટકતો નથી, પણ સમતોલવૃત્તિ ધારણ કરી આત્મસંતુષ્ટ રહે છે. તે, મનના વિકારોનો ગુલામ બનતો નથી; પણ પોતાના ભવિષ્ય રૂપી મહાન્ મંદિર બાંધવામાં મુખ્ય કડીઆનું કામ કરે છે.

જે મનુષ્ય અમુક અચળ તત્ત્વો પ્રમાણે નહિ પણ હુંપણાના વિચારથી કોઇ કામનો આરંભ કરે છે, તે મનુષ્ય જ્યહારે અમુક પ્રકારની વિટંબના ભોગવવાનો સમય આવે છે ત્યહારે પોતાનો **પક્ષ છોડી દે છે.** પોતાના જ સ્વાર્થ સાધવાના અને બચાવવાના વિચારમાં મગ્ન થયેલો પુરૂષ જેથી પોતાનો સ્વાર્થ સરે તેવા સઘળા ઉપાયો અને સાધનોને વ્યાજબી ગણે છે. પોતાના શત્રુઓથી પોતે કેવી રીતે બચે ત્હેને જ વાસ્તે તે હમેશ અનેક પ્રકારની યોજનાઓ રચતો માલૂમ પડે છે; પણ સ્વાર્થમાં અંધ થઇ પડેલો તે મનુષ્ય ભૂલી જાયછે કે તે **પોતે જ પોતાનો શત્રુ છે.** આવા મનુષ્યનું કામ નિષ્ફળ જાય છે; કારણ કે તે સત્યથી વિમુખ છે. **મમત્વ ભાવનાથી આરંભાયેલાં સર્વ કામો નાશ પામે છે.** જે કામ અચળ તત્ત્વો ઉપર રચાયેલું હોય છે, તે જ કામ સ્થાયી ટકે છે.

જે મનુષ્ય અમુક ચોકસ નિયમ કે તત્ત્વ ઉપર આધાર રાખી કામ કરે છે, તે દરેક સંજોગોમાં શાન્ત, નિર્ભય અને નિર્વિકારી રહી શકે છે. જ્યહારે કસોટીનો પ્રસંગ આવે છે, અને એક તરફ સત્ય અને બીજી તરફ ત્હેના અંગત લાભ—આ બેમાંથી એક બાબત પસંદ કરવાની હોય છે, ત્યહારે આવા મનુષ્ય **પોતાના સ્વાર્થી લાભોના ભોગે**

પણ સત્યનો આશ્રય લે છે. શરીરને કમકમાટી ઉપજાવે તેવી રીતે રીબાવવાનું હોય કે મારી નાખવાનુ હોય, છતાં પણ તે પોતાના ચોક્કસ નિશ્ચયથી જરાપણ ડગતો નથી, અથવા પોતાની ઉચ્ચ ભાવના અથવા આદર્શ (ideal) ને છોડી દેતો નથી. જે મનુષ્ય સ્વાર્થી છે, તે પોતાના ધનના અથવા તો સુખનાં સાધનોના અથવા તો પોતાની જીંદગીના નાશને મ્હોટામાં મ્હોટી આફત રૂપ ગણે છે; પણ જે મનુષ્ય સ્થાયી તત્ત્વ ઉપર આધાર રાખનાર હોય છે તે આવા બનાવોને સત્યનો અથવાતો ચારિત્રના નાશની અપેક્ષાએ ઘણા જ નજીવા ગણે છે. સત્યનો ત્યાગ કરવો એ જ ત્હેના મનથી તો મ્હોટામાં મ્હોટી અને ગંભીર આફત લાગે છે. કસોટીના પ્રસંગેજ, અંધકારના ગુલામો કોણ છે અને પ્રકાશના ઉપાસકો કોણ છે ત્હેની ખાત્રી થઈ આવે છે.

સામે આવતી આફતોના, અથવા તો નાશના, અથવા તો રીબાવાના પ્રસંગે **બકરાઓમાંથી ઘેટાં** જૂદાં પડે છે અને તે જ પ્રસંગે ખરા સામર્થ્યવાળાં સ્ત્રી પુરૂષો, મનુષ્યોની નજરે પૂજ્ય પુરૂષો તરીકે બ્હાર નીકળી આવે છે.

જ્યહાં સુધી મનુષ્ય સ્વતંત્ર રીતે પોતાનાં મોજશોખનાં સાધનોનો ઉપભોગ કરી શકે છે, ત્યહાં સુધી તો તે પોતાને શાન્તિ, ભ્રાતૃભાવ અને સર્વગત પ્રેમ (universal love) નો ઉપાસક કહેવરાવવાને અથવા મનાવવાને જરાપણ અચકાતો નથી. પણ જ્યહારે ત્હેનાં મોજ-શોખનાં સાધનો ઉપર તરાપ આવે છે, અથવા તે ધારે છે કે તરાપ આવેલી છે, ત્યહારે તે 'લડાઇ કરવી જ જોઇયે' એવી મ્હોટેથી બૂમ પાડે છે અને તે વખતે ત્હેની ખાત્રી થાય છે કે પોતે ખરી રીતે શાન્તિ, ભ્રાતૃભાવ અને સર્વગત પ્રેમનો ઉપાસક નથી, પણ કલહ, કંકાસ અને દ્વેષની ટોળીમાંનો છે.

જે મનુષ્ય જગતની સઘળી વસ્તુઓનો ભોગ આપવો પડે, છેવટે

કીર્તિ અને પોતાની જીંદગીનો પણ ભોગ આપવો પડે, છતાંએ જરા માત્ર ડગતો નથી, તે જ ખરો શક્તિવાળો પુરૂષ છે; તે જ પુરૂષનો દરેક શબ્દ અને દરેક કાર્ય સ્થાયી રહેશે. અને તે જ પુરૂષને આખું જગત્ માને છે, નમે છે અને પૂજ્ય ગણે છે. દિવ્ય પ્રેમનું તત્ત્વ, કે જેના ઉપર મહાત્મા મહાવીર અને બુદ્ધ જેવાઓ આધાર રાખતા હતા અને જેના ઉપર હેમની સંપૂર્ણ શ્રદ્ધા હતી, તે દિવ્ય પ્રેમનો ભોગ ન આપતાં હેમણે હરેક પ્રકારની પીડા અને વિટંબના ભોગવવી કબુલ રાખી; અને આજે આખું જગત્ તેવા પવિત્ર પુરૂષોના ચરણે પડે છે.

અંતરના ઉદ્યોત અને આત્મિક અનુભવ વિના, આત્મિક શક્તિ મેળવવાનો બીજો કોઇ માર્ગ નથી.

આ ઉદ્યોત અને અનુભવ, ઉચ્ચ આત્મિક તત્ત્વોનો સાક્ષાત્કાર કરવાથી મળે છે; અને આને વાસ્તે તે બાબતનો નિરંતર અભ્યાસ કરવાની તથા હેને વ્યવહારમાં મૂકવાની ખાસ જરૂર છે.

દાખલા તરીકે દિવ્ય પ્રેમનો વિષય વિચારો; અને હેની પૂરેપૂરી સમજ મેળવવાને શાન્તિથી અને એકાગ્રતાથી હેનું ધ્યાન ધરો. અને તે દિવ્ય પ્રેમના પ્રકાશથી તહમારી સઘળી ટેવો, તહમારાં સઘળાં કાર્યો, તહમારી વાણી, તહમારો બીજા સાથેનો વ્યવહાર, તહમારા છુપા વિચારો અને વાસનાઓ તપાસો; હેમાં જે કાંઇ દિવ્ય પ્રેમને અનુકૂળ ન હોય તે સર્વને દૂર કરવા યથાશક્તિ પ્રયત્ન કરો. તહમે આ રીતે જેમ જેમ પ્રયત્ન કરતા જશો, તેમ તેમ દિવ્ય પ્રેમનું ખરું સ્વરૂપ વધારે ને વધારે સ્પષ્ટ રૂપમાં તહમારા આગળ પ્રકટ થતું જશે; અને તહમારી ખામીઓ પણ હેની સાથે સરખાવતાં આબેહુબ સ્વરૂપમાં ભાસશે. આ રીતે તહમને વધારે પ્રયત્ન કરવાની ઇચ્છા થશે. એકવાર તે અનુપમ અને અલૌકિક સ્વર્ગીય પ્રેમની 'ઝાંખી' કર્યા પછી જ્યહાં સુધી તહમે તહમારી નિર્બળતા, સ્વાર્થતા અને ખામીઓ દૂર કરીને તે સ્વર્ગીય પ્રેમને અનુ-

કુળ ત્હમારૂં ચારિત્ર બનાવશો નહિ, ત્હાં સુધી ત્હમે પ્રયત્ન કર્યાં જ કરશો. અને આવું આંતર ઐક્ય યાને સમભાવ તે જ આત્મિક શક્તિ છે.

આ રીતે દિવ્ય પ્રેમનું ધ્યાન કર્યા પછી, શુદ્ધતા કે દયાનાં તત્ત્વો ધ્યાનને માટે પસંદ કરો; અને દિવ્ય પ્રેમની માફક આ તત્ત્વોને પણ ત્હમારા જીવન વ્યવહારમાં ઓતપ્રોત વણી દો. જો ત્હમે દૃઢ નિશ્ચયથી આ કામનો આરંભ કરશો, અને ત્હમારા નિશ્ચયને વળગી રહેશો તો જ્યહાં સુધી ત્હમારા હૃદયમાંથી દરેક પ્રકારની મલીનતા ધોવાઇ ન જાય અને જ્યહાં સુધી ત્હમારા હૃદયમાંથી સખ્ત, નિર્દય અને દુષ્ટ વૃત્તિ સર્વથા દૂર ન થાય, ત્હાં સુધી ત્હમે અટક્યા વિના એ તત્ત્વોને અમલ-માં મૂકવાનું કામ કર્યાં જ કરશો.

**જે પ્રમાણમાં** ત્હમે આ તત્ત્વોને સમજો, અનુભવો, સાક્ષાત્કાર કરો અને ત્હેના ઉપર આધાર રાખો, **તે પ્રમાણમાં** ત્હમે આત્મિક શક્તિ મેળવી શકશો. અને તે શક્તિ વધારે ને વધારે ધીરજ, નિર્વિ-કારીપણું અને સમતોલ વૃત્તિના રૂપમાં ત્હમારામાં પ્રકટ થતી જશે. નિર્વિકારીપણું યાને વૈરાગ્ય, ઇન્દ્રિયદમન ઉપર આધાર રાખે છે. ધીરજ એ જ્ઞાનનું અથવા જ્ઞાનીનું ઉમદા લક્ષણ છે, અને જીવનના ઉદ્વેગ ઉત્પન્ન કરાવનાર સઘળા સંજોગોમાં અભંગ શાન્તિ—સમતોલ વૃત્તિ ધારણ કરી રાખવી એ જ પરમ શક્તિનું ઉત્તમ લક્ષણ છે. આ * જગત્માં જગતના વ્યવહાર પ્રમાણે અથવા માની લીધેલા વિચારો પ્રમાણે વર્ત્તવું તે ઘણું સહેલું છે; અને **એકાંતમાં** પોતાને **મનમાનતા** વિચારો પ્રમાણે વર્ત્તવું તે પણ સહેલું છે; પણ જે મનુષ્ય, **મનુષ્યોનાં ટોળાં**

* It is easy to live in the world after the world's opinion; it is easy in solitude to live after our own; but the great man is he who in the midst of the crowd keeps with perfect sweetness the independence of solitude.—*Emerson.*

**વચ્ચે** વસવા છતાં એકાંતમાંના પોતાના **સ્વતંત્ર** વિચારો પ્રમાણે કોઇપણ પ્રકારના ઉદ્વેગ વિના ચાલી શકે છે, તે જ ઉત્તમોત્તમ મનુષ્ય છે.

કેટલાક યોગીઓ એવો મત પ્રતિપાદન કરે છે કે, સમતોલ વૃત્તિની પરાકાષ્ઠા એ જ ઉચ્ચમાં ઉચ્ચ શક્તિ છે, અને તે શક્તિવડે ચમત્કારો બની શકે છે. ખરેખર જેણે પોતાના આંતર બળ ઉપર એવો કાબુ મેળવ્યો હોય કે ગમે તેવા ઉદ્વેગ ઉત્પન્ન કરાવનાર પ્રસંગ ત્હેની સમતોલવૃત્તિને ડગાવી શકે નહિ, તેવો મનુષ્ય પોતાની શક્તિઓને પોતાની ઇચ્છાનુસાર દોરવી શકે તો ત્હેમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇજ નથી. તેવા મનુષ્યોને ચમત્કાર એ **સ્વાભાવિક** બાબત છે. આત્મસંયમ, ધૈર્ય અને સમતોલવૃત્તિમાં વૃદ્ધિ પામવી એ જ બળ અને શક્તિમાં વધવા બરોબર છે; અને જો ત્હમે ખરી રીતે ઉપર જણાવેલા સદ્ગુણોમાં વધવા માગતા હો તો ત્હમારે તે તે સદ્ગુણોને ત્હમારી **ઉચ્ચભાવના રૂપ ગણીને** તે પ્રમાણે વર્તવાને પ્રયત્ન કરવો જોઇએ. જેવી રીતે બાળક કોઇની મદદ સિવાય ચાલવાને મથે છે, ત્યારે ત્હેને ઘણા સખ્ત પ્રયત્નો કરવા પડે છે અને ઘણીવાર નિષ્ફળ નીવડ્યા પછી અંતે વિજય મેળવે છે, તેવી રીતે જો ત્હમારે આ બાબતમાં વિજય મેળવવો હોય તો કોઇની પણ મદદ વિના એકલા ઉભા રહેતાં શિખવું જોઇએ. રૂઢી, ચાલતી આવેલી વાર્તાઓ અને લોકોએ માની લીધેલા સંપ્રદાયનાં બંધનો અને બીજાના અભિપ્રાયો: એ સર્વની ગુલામગીરીમાંથી છૂટા થવાને પ્રયત્ન કરો; આ રીતે ત્હમે મનુષ્યોના ટોળામાં એકલા અને કોઇની સહાય વિના ઉભા રહેતાં શિખશો. ત્હમે ત્હમારી નિર્ણય કરવાની શક્તિ ઉપર આધાર રાખો; ત્હમારા અંતઃકરણના આદેશને માન આપો; ત્હમારી અંદર રહેલા આત્મપ્રકાશને અનુસરો. સઘળા બાહ્ય પ્રકાશો ભૂતના ભડકા સમાન છે. ઘણા મનુષ્યો ત્હમને એમ કહેશે કે—ત્હમે મૂર્ખ છો, ત્હમારી અનુમાન કરવાની શક્તિ ભૂલભરેલી છે, ત્હમારૂં અંતઃકરણ જૂઠું છે

અને ત્હમારો અંતર પ્રકાશ અંધકારમય છે. " **પણ** ત્હમે જરા **પણ** ત્હેમની દરકાર કરતા નહિ.

જો બીજા મનુષ્યો કહેતા હોય તે વાત સત્ય હોય તો ત્હમારે સત્યના ઉપાસક તરીકે જેમ બને તેમ જલદીથી તે ભૂલ શોધી કહાડવી જોઇએ; અને ત્હમારી શક્તિઓની કસોટી કરવાથી જ આ બાબતની શોધ ત્હમે કરી શકશો. માટે બહાદુરીથી ત્હમારા પોતાના માર્ગે પ્રયાણ કરો. ત્હમારૂં અંતઃકરણ તો ત્હમારૂં પોતાનું છે, અને તે પ્રમાણે વર્તવું એ જ ત્હમારૂં મનુષ્યત્વ સિદ્ધ કરવા બરોબર છે.

જે મનુષ્યો બીજાના અંતઃકરણ પ્રમાણે વર્ત્તે છે, તેઓ બીજાના વિચારના ગુલામ છે. ત્હમે આ માર્ગે પ્રયાણ કરતાં ઘણીવાર નિષ્ફળ નીવડશો, ઘણીવાર ત્હમારે ઘા સહન કરવા પડશે, અને કેટલીકવાર ત્હમારે જ્યહાં ત્યહાં ધખ્ખા ખાવા પડશે; પણ જો શ્રદ્ધા રાખી ત્હમે ત્હમારે માર્ગે ચાલ્યાં કરશો તો જરૂર ત્હમે અંતે વિજય મેળવશો. ખડકને—સત્ય તત્ત્વને શોધી કહાડો; અને શોધ્યા પછી ત્હેને દૃઢતાથી વળગી રહો. **બરાબર** મજબૂતીથી ત્હમારો પગ તે ખડક ઉપર મૂકો; અને ત્હેના ઉપર ટટાર ઉભા રહો. ત્યહાં સ્થિર ઉભા રહીને ત્હમે સ્વાર્થના મોજાંઓ અને તોફાનને હંફાવશો; કારણ કે તે ખડક ઉપર ત્હમે ઉભેલા હોવાથી તેઓ ત્હમને અસર કરી શકશે નહિ. ઉલટું તે મોજાંઓનો અવાજ અને ફીણ ત્હમને એક જોવા લાયક નાટકરૂપ થઇ પડશે. દરેક પ્રકારની સ્વાર્થતા તે બળનો ક્ષય, નિર્બળતા અને મૃત્યુ છે; અને નિઃસ્વાર્થતા તે બળસંચય કરવારૂપ છે. તે જ ખરૂં જીવન છે. જેમ જેમ ત્હમે આત્મિક જીવન ગાળતા જશો, અને અચળ તત્ત્વોપર શ્રદ્ધા રાખી વર્તશો, તેમ તેમ ત્હમે તે તત્ત્વોના જેવા સુંદર અને નિર્વિકારી થશો અને તેઓના અમરત્વની મીઠાશ ત્હમે અનુભવશો. અને આખરે ત્હમારી અંદર રહેલા પરમતત્ત્વનો ત્હમને નિઃસંશય સાક્ષાત્કાર થશે.



# પ્રકરણ ૩ જું.

## निःस्वार्थी प्रेमनो साक्षात्कार.




મ કહેવામાં આવે છે કે, જ્યહારે જ્યહારે માઈકલ એન્જેલો નામનો શિલ્પશાસ્ત્રી એક પત્થરનો ખડબચડો કકડો જોતો, ત્યહારે ત્યહારે ત્હેની અંદર તે સુંદરતાનો નમુનો જોઈ શકતો અને કહેતો કે તે પત્થરમાં રહેલી સુંદર આકૃતિ બ્હાર લાવવાને મ્હોટા કારીગરના હાથની જરૂર છે. તેજ પ્રમાણે આપણામાં દરેકમાં દિવ્ય આકૃતિ ગુપ્ત રહેલી છે, ત્હેને પ્રકટ કરવાને શ્રદ્ધારૂપી કારીગરની અને ધીરજ રૂપી ટાંકણાની જરૂર છે. જો શ્રદ્ધા અને ધીરજ મનુષ્યમાં હોય તો તે દિવ્ય આકૃતિ નિષ્કલંક અને નિઃસ્વાર્થી પ્રેમ રૂપે પ્રકટ થાય છે.

દરેક માનવહૃદયમાં દિવ્ય પ્રેમ પ્રકાશી રહેલો છે. જો કે ઘણી-વાર તે પ્રકાશ મ્હોટી અને સહેલાઈથી ન ભેદી શકાય તેવી દિવાલો-થી આચ્છાદિત થયેલો હોય છે; છતાં માનવહૃદયમાં દિવ્ય પ્રેમ તો છે જ, અને તે પ્રેમ અમર અને શાશ્વત છે. તે, મનુષ્યમાં રહેલું સત્ય છે. તે જ આત્માની શાશ્વત દોલત છે; અને તે પ્રેમ જ ખરો અને અમર પદાર્થ છે. દુનિયામાં સઘળું બદલાય છે અને નાશ પામે છે પણ આ દિવ્ય પ્રેમ તો શાશ્વત છે—તે કદાપિ બદલાતો નથી.

ઉચ્ચમાં ઉચ્ચ પ્રકારનું સદ્ગુણી અને ધાર્મિક જીવન ગાળવાના દૃઢ અને સ્થાયી અભ્યાસથી આ દિવ્ય પ્રેમનો કાંઈક આપણને અનુ-ભવ થાય છે. અને જે મનુષ્યો આ દિવ્ય પ્રેમમાં જ રમે છે અને ત્હેનો સંપૂર્ણ અનુભવ કરે છે, તેઓ અહીં વસવા છતાં આત્માનું અમરત્વ અનુભવે છે, સત્યનો સાક્ષાત્કાર કરે છે, પરમ પ્રભુ સાથે ઐક્ય સાધે છે, વસ્તુ માત્રનું ખરૂં રહસ્ય સમજે છે અને પોતાનો દિવ્ય સ્વભાવ પ્રકટ કરે છે.

પણ પ્રેમની આવી પરાકાષ્ટાએ પહોંચવાને, ત્હેનો સાક્ષાત્કાર કરવાને, મનુષ્યે ઘણા ખંતથી અને દૃઢતાપૂર્વક પોતાના મન અને હૃદયને કેળવવાં જોઈએ, ધૈર્ય વધારવું જોઈએ અને શ્રદ્ધાને ખીલવવી જોઈએ. કારણ કે 'દિવ્ય પ્રેમ'નું આપણને દર્શન થાય તે પહેલાં ઘણી મુશ્કેલીઓ હઠાવવી પડે છે અને ઘણી સ્થિતિઓ પ્રાપ્ત કરવી પડે છે. જે આ દિવ્ય પ્રેમ જોવાને અને અનુભવવાને પ્રયત્ન કરે છે, ત્હેને અનેક પ્રકારની કસોટીઓમાંથી જરૂર પસાર થવું પડે છે. ત્હેની ધીરજ-ની તો ખાસ કસોટી કહાડવામાં આવે છે; કારણ કે જેનામાં ઉચ્ચ પ્રકારની ધીરજ નથી હોતી તે મનુષ્ય કેવી રીતે દિવ્ય જ્ઞાન અને દિવ્યતા પ્રાપ્ત કરી શકે?

એક પ્રખ્યાત લેખક જણાવે છે કે, " Those also *serve*

who work and *wait* " જેઓ કામ કરીને ફળ આવે ત્હાં સુધી ધીરજ ધારી રાખે છે, તેઓ પણ ખરા 'સેવકો' છે. જેમ જેમ તેઓ આગળ વધવા માંડે છે તેમ તેમ ઘણીવાર ત્હેમનું કામ નિષ્ફળ જતું હોય અને ત્હેમના પ્રયત્નો નિરૂપયોગી થતા હોય એમ ત્હેમને જણાય છે. આ કામમાં જરા ઉતાવળનું પગલું ભરવાથી ત્હેમનું કામ બગડી જતું લાગે છે. ઘણીવાર જ્યહારે ત્હેમને એમ ભાસે છે કે મ્હારૂં કામ હવે પુરૂં થયું અને હું દિવ્ય પ્રેમનો સાક્ષાત્કાર કરવાની તૈયારીમાં છું તેવામાં એકાએક તે દિવ્યપ્રેમની આકૃતિ અદસ્ય થાય છે અને ત્હેને બદલે તે પોતાની સ્વાર્થમિશ્રિત બેડોળ આકૃતિ નિહાળે છે. આ રીતે કડવો અનુભવ મળે છે, અને આ અનુભવની મદદથી તે હવે તે માર્ગે નહિ જતાં આગળ વધવા માંડે છે. પણ જે મનુષ્યે ઉચ્ચમાં ઉચ્ચ પ્રેમ અનુભવવાને મન સાથે દઢ પ્રતિજ્ઞા કરી છે, તેવો મનુષ્ય નિષ્ફળતા શું તે સમજતો નથી. સઘળા પરાભવો એ દેખીતા છે, પણ ખરા નથી. દરેક ભૂલ, દરેક ખામી, દરેક પ્રકારની સ્વાર્થપરાયણતાથી દુઃખ પામી આપણે નવો પાઠ શિખીએ છીએ—નવો અનુભવ મેળવીએ છીએ, જે અનુભવ વડે આપણો આગળનો માર્ગ વધારે સુગમ થતો જાય છે. દરેક પ્રકારના અનુભવમાંથી દિવ્ય જ્ઞાનની ચીણગારી ઉત્પન્ન થાય છે, જે પોતાનું સાધ્યબિન્દુ સાધવાને પ્રયત્ન કરનાર મનુષ્યને ત્હેના માર્ગમાં ઘણે દરજ્જે મદદગાર થઇ પડે છે.

એક કવીએ લખ્યું છે કેઃ—

" That our vices we can frame,
A ladder if we will but tread,
Beneath our feet each deed of shame. "

જો આપણે આપણા દુર્ગુણોને આપણા પગ તળે કચરી નાંખીએ તો આપણા દુર્ગુણો તે સદ્દગુણો રૂપે પરિણમે; અને સદ્દગુણો રૂપી

પગથીયાં વડે આપણે એક અચળ નિસરણી બનાવીએ અને આગળ ચ્હડ્યા કરીએ.

જે મનુષ્ય આ ઉચ્ચ ધોરણને લક્ષમાં રાખી પોતાનું જીવન ઉન્નત બનાવવાને પ્રયત્ન કરે છે, તે મનુષ્યને ત્હેના દુર્ગુણો શબ જેવા લાગે છે અને ત્હેના ઉપર પગ મૂકી તે આગળ વધે છે. જો ત્હમે ત્હમારી ખામીઓને, ત્હમારાં દુઃખો અને ત્હમારી દિલગીરીને ત્હમારી નિર્બળતા અને ત્હમારાં દોષ બતાવનાર તરીકે માનો, અને જો ત્હમે ઉચ્ચ ભાવનાથી ક્યહાં પતિત થાઓ છો તે બતાવનાર ત્હેમને માનો, તો પછી ત્હમે આત્મનિરીક્ષણ કરતાં શિખશો, અને દરેક ભૂલ ઉપરથી અથવા દુઃખના પ્રસંગ ઉપરથી કઇ દિશામાં ત્હમારે કામ કરવું જોઇએ એ ત્હમને સ્પષ્ટ જણાઇ આવશે. અને સંપૂર્ણ પ્રેમ અથવા દિવ્યતા પ્રાપ્ત કરવાને ત્હમારે હૃદયમાંથી કઇ કઇ વાસનાઓને દૂર કરવી જોઇએ એ પણ ખુલ્લી રીતે ત્હમે સમજી શકશો. આ માર્ગે જેમ જેમ ત્હમે આગળ વધતા જશો અને આંતરિક સ્વાર્થવૃત્તિથી જેમ જેમ દૂર થતા જશો તેમ તેમ નિઃસ્વાર્થ પ્રેમ ત્હમારી દષ્ટિ આગળ વધારે ને વધારે ભવ્યસ્વરૂપમાં પ્રકટ થતો જશે. જ્યહારે ત્હમે વધારે ધીરજવાળા અને શાંત થશો, જ્યહારે ત્હમારૂં ચ્હીડીઆપણું, ઉદ્વેગ અને ક્ષણે ક્ષણે બદલાતી માનસિક સ્થિતિ ત્હમારાથી દૂર ભાગશે અને જ્યહારે મ્હોટા માનસિક વિકારો અને ખોટા દુરાગ્રહોનું પ્રાબલ્ય ત્હમારાપર ચાલશે નહિ, ત્યહારે ત્હમે માનજો કે ત્હમારામાં દિવ્યતાના અંશ પ્રકટ થતા જાય છે, ત્હમે ઉચ્ચતાની સમીપ આવતા જાઓ છો, ત્હમારામાં નિઃસ્વાર્થ પ્રેમ જે મેળવવાથી અમરત્વ અને અનંત શાન્તિ મળે છે, તે ખીલતો જાય છે. માનુષી પ્રેમ અને દિવ્ય પ્રેમમાં મ્હોટો ભેદ એ છે કે **દિવ્ય પ્રેમ પક્ષપાત વિનાનો છે;** જ્યહારે માનુષી પ્રેમ બધી વસ્તુઓને દૂર કરીને એક જ વસ્તુને વળગે છે, અને તે વસ્તુ ત્હેનાથી દૂર જાય છે

તે વખતે તે પ્રેમી મનુષ્યને પારાવાર ખેદ અને શોક થાય છે. દિવ્ય પ્રેમમાં આખું જગત્ આવી જાય છે અને તે પ્રેમ અમુક ભાગને નહિ વળગી રહેતાં આખા વિશ્વને પોતાના પ્રેમમાં ગુંથી દે છે. જે મનુષ્ય માનુષી પ્રેમ વધારે પવિત્ર અને વિસ્તારવાળો બનાવીને તે પ્રેમમાંથી ધીમે ધીમે અપવિત્રતા અને સ્વાર્થના બધા અંશો દૂર કરીને દિવ્ય પ્રેમ સમીપ આવે છે, તે મનુષ્ય સર્વથા દુઃખથી મુક્ત થાય છે. માનુષી પ્રેમ સાંકડો, સંકુચિત્ અને સ્વાર્થમિશ્રિત છે, તેથીજ દુઃખ થાય છે. જે પ્રેમ એટલો શુદ્ધ છે કે જે કાંઇપણ ચીજની સ્પૃહા રાખતો નથી, તે પ્રેમમાંથી કદાપિ દુઃખની ઉત્પત્તિ થઇ શકે નહિ. આ રીતે માનુષી પ્રેમ કરતાં દિવ્ય પ્રેમ ઉત્તમ છે એમ બતાવ્યું; તે છતાં આ સ્થળે જણાવવાની જરૂર છે કે **દિવ્ય પ્રેમ ભણી જવાને માનુષી પ્રેમ એ ખાસ જરૂરનું પગથીયું છે**; અને જે મનુષ્ય ઉંડામાં ઉંડો અને ઉચ્ચમાં ઉચ્ચ માનુષી પ્રેમ દર્શાવવાને શકિતમાન્ નથી, તે કદાપિ દિવ્ય પ્રેમ પ્રકટ કરી શકે નહિ. કેવળ માનુષી પ્રેમ અને માનુષી દુઃખના અનુભવથી જ છેવટે જીવાત્મા દિવ્ય પ્રેમ ભણી પહોંચી શકે છે અને તે અનુભવી શકે છે.

માનુષી પ્રેમ **આકાર** ઉપર આધાર રાખે છે, અને જેમ આકારો ( forms ) નાશ પામે છે, તેમ ત્હેના ઉપર આધાર રાખતો માનુષી પ્રેમ પણ નાશવંત છે. પણ જે પ્રેમ બહારના આકાર ઉપર નહિ પણ આકારની પાછળ રહેલા **આત્મતત્ત્વ** ઉપર આધાર રાખે છે તે તો સ્થાયી અને હમેશનો છે; કારણકે ખુદ તે આત્મતત્ત્વ અમર છે.

સઘળા માનુષી **પ્રેમ**, માનુષી **દ્વેષને** ઉત્પન્ન કરવાવાળા છે. પણ જે દિવ્ય પ્રેમ છે તે સર્વવ્યાપી હોવાથી ત્હેના પ્રદેશમાં તો સર્વ કોઇ આવી જાય છે, અને તેથી કોઇને પણ ધિક્કારવાનું રહેતું જ નથી. તે તદ્દન છુટો અને સ્વાર્થરહિત હોવાથી જ્યહાં જાય છે ત્યહાં સર્વ ઉપર

એક સરખી રીતે પોતાની સુગંધ ફેલાવે છે.

માનુષી પ્રેમ એ પણ વસ્તુતઃ દિવ્ય પ્રેમનું આ જગતમાં પ્રતિબિંબ છે; અને તે મનુષ્યને સતતત્ત્વ કે જે નિર્વિકારી અને દુઃખરહિત ઉચ્ચ પ્રેમ છે, તે ભણી ધીમે ધીમે લઈ જાય છે.

જગત્ ભણી નજર કરતાં આપણને સહેજ જણાય છે કે એક માતા પોતાના એકના એક બાળકને જ્યહારે ખોળામાં લેઈ બેઠી હોય છે, ત્યહારે તે બાળકનું સુંદર અને કોમળ શરીર જોઇ ત્હેને અતિશય લાડ લડાવે છે અને ગાંડીઘેલી બની જાય છે; પણ જ્યહારે તે બાળકને મરણવશ થયેલું જુએ છે, ત્યહારે તેણીના શોકનો પાર રહેતો નથી; તેણીની આંખમાંથી અશ્રુપ્રવાહ વહ્યાં કરે છે. આમ આંખમાંથી આંસુનું વહેવું અને હૃદયનું અંતરથી બળવું તથા ચીરાવું, તે વસ્તુતઃ તેણીના **લાભ**ને સારૂ જ છે; કારણ કે આ અનુભવથી જ તે બરાબર રીતે બાહ્ય અને ઇન્દ્રિયોના વિષયોથી ઉપજતા સુખનું ખરૂં સ્વરૂપ સમજે છે, અને છેવટે ત્હેનો આત્મા સતતત્ત્વ—આત્મા ઉપરના પ્રેમ ભણી દોરવાય છે.

જ્યહારે પોતાનું પ્રેમપાત્ર મરણ પામે ત્યહારે પ્રેમીજન ( ભાઇ, બ્હેન, પતિ કે પત્ની ) અતિ દુઃખી થાય અને તીવ્ર વિયોગદુઃખ અનુભવે એ ત્હેમના **કલ્યાણ** વાસ્તે છે; કારણકે આ રીતે તેઓ વસ્તુઓના **બાહ્ય**સ્વરૂપ ઉપર આધાર રાખવાને બદલે ત્હેના **આંતરતત્ત્વ** ઉપર વિશ્વાસ રાખતાં શીખશે. મહાન્ કવિ **વર્ડ્ઝવર્થે** ખુલ્લી રીતે કહ્યું છે કેઃ—

"Treacherous is the hope of
Those whose Love depends upon Beauty
Which is changing every second;
But in hearts uninfluenced by outward change

There blooms a deathless flower
And on earth it breathes the air of paradise."

જેઓનો પ્રેમ દરેક ક્ષણે બદલાતી બાહ્ય સુંદરતા પર આધાર રાખે છે, તેઓની આશા નિષ્ફળ જવાની; પણ જેઓના હૃદયને બાહ્ય ફેરફારની જરાપણ અસર થતી નથી, તેઓના હૃદયમાં એક જાતનું અમર પુષ્પ ઉગે છે, અને તે જમીન ઉપર ઉગવા છતાં સ્વર્ગીય વાતાવરણનો આસ્વાદ લે છે."

જે લોકો અભિમાની છે, સ્વાર્થી છે, લોભી છે, તેઓનું માન ભંગ થાય, તેઓનો સ્વાર્થ ન સરે અને તેઓની કંગાળ સ્થિતિ થાય એ હેમના કલ્યાણને વાસ્તે સારો માર્ગ છે. દુઃખની બળતી ચિતાઓમાંથી હેમને પસાર થવું પડે એ પણ સારૂં છે. કારણ કે **આ રીતે જ** તેઓ પોતાની હલકી વૃત્તિઓનું દુઃખગર્ભિતપણું અને ક્ષણિક સુખ આપવાપણું સમજશે, અને **આ રીતે જ** તેઓનું હૃદય નરમ અને પવિત્ર થશે તેમજ સત્ય અંગીકાર કરવાને યોગ્ય બનશે.

જ્યહારે માનુષી પ્રેમમાં દુઃખનો ડંખ વાગે છે, જ્યહારે મિત્રો આપણને દુઃખ કે શોકના વખતમાં તજી જાય છે, અથવા તો જ્યહારે આપણા વિશ્વાસપાત્ર મનુષ્યો વિશ્વાસઘાત કરી આપણાને અધવચમાં રખડાવે છે, ત્યહારે આપણું હૃદય રક્ષણ આપનાર દિવ્ય પ્રેમ તરફ ફરે છે અને ત્યહાં એકાંત શાન્તિનો કાંઇક અનુભવ કરે છે. જે દિવ્ય પ્રેમનો આશ્રય લે છે તે કદાપિ નિરાધાર સ્થિતિમાં આવી પડતો નથી, હેનાપર કદાપિ દુઃખનું વાદળ આવી ચ્હડતું નથી અથવા ઉદાસીનો કાળો પડછાયો હેનાપર કદાપિ પડતો નથી. કસોટીના પ્રસંગે તે દિવ્ય પ્રેમ હેનો ત્યાગ કરતો નથી.

જે હૃદય દુઃખ વેઠી વેઠીને નરમ અને પવિત્ર થયું છે, તે જ હૃદયમાં દિવ્ય પ્રેમ પ્રકટ થઇ શકે છે. અને જ્યહારે અજ્ઞાન અને

હુંપણાની મ્હોટી દિવાલો હૃદયપરથી તોડી નાખવામાં આવે છે, ત્યારે જ દિવ્ય પ્રેમનો સૂર્ય હૃદય સરોવરપર ત્હેના તેજસ્વી સ્વરૂપમાં પ્રકાશે છે.

જે પ્રેમ અંગત તૃષ્ણાઓ અથવા સ્વાર્થી બદલાની અપેક્ષા રાખતો નથી, જે પક્ષપાત વિનાનો છે, અને જે કદાપિ બીજાના હૃદયને દુઃખનું કારણ થતો નથી, તે જ પ્રેમ ખરી રીતે **દિવ્ય** પ્રેમના નામને લાયક છે.

- જે મનુષ્યો સ્વાર્થી છે, અને અંગત લાભોની જ દરકાર કરવાવાળા છે તેઓ એમ માને છે કે, દિવ્ય પ્રેમ એ તો ઈશ્વરી બક્ષીસ છે, અને આપણે તે મેળવી **શકીએ** જ નહિ; તે આપણી **સત્તાની બહારની** વાત છે, માટે તે મેળવવા પ્રયાસ કરવો નિરર્થક છે. પણ આમ માનવું તે મ્હોટી ભૂલ છે. ખરી વાત છે કે દિવ્ય પ્રેમ **સ્વાર્થી** મનુષ્યોને વાસ્તે બહુ **દુર્લભ** છે; પણ જ્યારે હૃદય અને મન સ્વાર્થી તૃષ્ણાઓથી મુક્ત થાય છે ત્યારે નિઃસ્વાર્થી, ઉચ્ચ પ્રેમ તે 'ખરી વસ્તુ' બને છે. અને આ દિવ્ય પ્રેમનો અનુભવ કરવો એનું નામ જ 'ઈશ્વરનો પ્રસાદ.' આ પ્રેમ જ મનુષ્યને પાપથી બચાવે છે અને ત્હેને લોભ કે લાલચના ફંદામાંથી ઉગારે છે.

પણ આવો ઉચ્ચ અનુભવ શી રીતે થઈ શકે? આ સવાલના ઉત્તરમાં મનુષ્ય પ્રત્યે દિવ્ય પ્રેમ કહે છે કે: "**ત્હારા આત્માને ખાલી કર અને પછી ત્હેને હું ભરી દઈશ.**" જ્યાં સુધી હુંપણું નાશ ન પામે ત્યાં સુધી દિવ્ય પ્રેમ કદાપિ પ્રકટ થઈ શકે નહિ; કારણ કે હુંપણું એ જ પ્રેમનો અભાવ છે.

જ્યાં સુધી આત્મા ઉપરથી હુંપણાનો **પત્થર ખસ્યો નથી,** ત્યાં સુધી પવિત્ર પ્રેમ કદાપિ **હૃદયમાંથી બ્હાર નીકળી શકશે નહિ.** માટે પ્રેમને સ્થાન આપવાને ત્હમારા હૃદયમંદિરમાંની સર્વ અશુદ્ધિ દૂર કરો. સર્વ અશુદ્ધિનું મૂળ હુંપણું અને દ્વેષ છે; માટે જો ત્હમારે દિવ્ય પ્રેમની જરૂર હોય તો હુંપણાને કચરી નાંખો અને ત્હેને બદલે

નિરભિમાનને અંગીકાર કરો. દ્વેષને દૂર કરવાને પ્રેમી બનો; કારણ કે (મહાત્મા બુદ્ધે કહ્યું છે તેમ) દ્વેષ કદાપિ દ્વેષથી નાશ પામતો નથી, પણ પ્રેમથી જ નાશ પામે છે. માટે પ્રેમને હરેક પ્રસંગે ખીલવતા જાઓ. તહમારી સ્વાર્થી તૃષ્ણાઓ અને કાર્યોથી હરેક પળે તમે આ પ્રેમ ભાવનાને ગરદન મારો છો એ વિચારો; અને તે પ્રેમ ભાવના જેમ ખીલી નીકળે તેમ પ્રયત્ન કરો.

અમુક દેવ ઉપર શ્રદ્ધા રાખવાથી તહમે તહમારા પાપથી મુક્ત થઈ જશો એમ કહેનાર ઉપર ભરોંસો રાખતા નહિ. શું તહમે તહમારા સ્હીડીયા સ્વભાવથી; તહમારી ઉશ્કેરાઈ જાય તેવી વૃત્તિથી, તહમારી અભિમાન વૃત્તિથી, તહમારા દ્વેષથી, બીજાની નિંદા કરવાના તહમારા સ્વભાવથી, અને એકદમ બીજા મનુષ્ય સંબંધી અભિપ્રાય બાંધવાની તહમારી આદતથી—આ બધાથી શું તહમે મુક્ત થયા છો? જો આ સર્વ બંધનો તહમારા હૃદયને જકડીને બાંધી રાખતાં હોય તો તહમારા દેવનો દિવ્ય પ્રેમ તહમારા હૃદયમાં શી રીતે દાખલ થઈ શકશે? અને ત્હાં સુધી તે દાખલ નહિ થઈ શકે ત્હાં સુધી તહમે આ બંધનોથી શી રીતે મુક્ત થશો? જે મનુષ્યે દિવ્ય પ્રેમનો અનુભવ કર્યો છે, તે મનુષ્ય આખોય બદલાઈ જાય છે. તે સ્વાર્થી તૃષ્ણાઓથી ખેંચાઈ જતો નથી; તે જ્હાં જાય છે ત્હાં તહેના ધૈર્ય, તહેની પવિત્રતા, તહેના આત્મસંયમ, તહેના હૃદયની ઉદારતા અને માધુર્ય માટે પ્રખ્યાત થાય છે.

દિવ્ય પ્રેમ એ કાંઈ એક છૂટોછવાયો વિચાર કે **ક્ષણિક માનસિક ઉભરો** નથી. પણ તે તો જ્ઞાનની એક **સ્થિતિ** છે, જે સ્થિતિમાં **રહીને** મનુષ્ય દુઃખને પોતાનાપર અસર કરવા દેતો નથી, અને ઉચ્ચ આનંદનો અનુભવ કરી શકે છે. જે મનુષ્યો ખરા જ્ઞાની છે, તહેમને મન ઉચ્ચ **જ્ઞાન** અને ઉચ્ચ **આનંદ**માં જરા પણ ભેદ લાગતો નથી.

ઉચ્ચ જ્ઞાન એ જ ઉચ્ચ આનંદ છે, અને ઉચ્ચ આનંદ એ જ ઉચ્ચ જ્ઞાન છે.

આખું જગત્ આ દિવ્ય પ્રેમનો અનુભવ કરવા **તરફ** ગતિ કરતું હોય તેમ જણાય છે. આ જગતની હયાતી તેટલા માટે જ છે. મનુષ્યો સુખની શોધમાં ફરે છે, અને વસ્તુઓ, વિચારો અને ભાવનાઓ મેળવવાને કે અનુભવવાને મથે છે, **તે સર્વનો મૂળ હેતુ આ દિવ્ય પ્રેમનો અનુભવ છે.** પણ મનુષ્યો હાલમાં ઘણે ભાગે આ દિવ્ય પ્રેમનો સાક્ષાત્કાર કરી શકતા નથી; કારણ કે હાલ તેઓ વસ્તુનું ખરૂં સ્વરૂપ પીછાણવાને **બાહ્ય આકારથી** વધારે લલચાય છે. આ કારણથી જ દુઃખ અને શોકનું સામ્રાજ્ય જગતમાં ચાલતું માલૂમ પડે છે. જ્યહાં સુધી મનુષ્યો દુઃખનો કડવો અનુભવ મેળવી નિઃસ્વાર્થી પ્રેમ અને શાન્તિપૂર્ણ જ્ઞાન ન શોધી કહાડે ત્યહાં સુધી આ દુઃખમય સ્થિતિ ચાલ્યા જ કરવાની એ નિઃસંદેહ છે.

જેઓ હુંપણાનો ભોગ આપવાને, અને હુંપણાનો ભોગ આપવાથી જે સ્થિતિ આવી પડે **તે સ્થિતિમાં નમ્રતાથી રહેવાને** ખુશી હોય અને તૈયાર હોય, તે સઘળા મનુષ્યો આ પ્રેમ, આ જ્ઞાન, આ શાન્તિ—આ મનની સ્વસ્થતા મેળવી શકે અને અનુભવી પણ શકે. આ જગતમાં કોઇની આપખુદી સત્તા ચાલતી નથી. અને જે સખ્ત સાંકળથી મનુષ્યો બંધાય છે તે સાંકળ માણસે પોતે બનાવેલી છે. મનુષ્યોને આ દુઃખમય સાંકળ સાથે બંધાવાનું ગમે છે; કોણ જાણે શાથીએ તેઓ તે સાંકળને ચ્હાય છે, અને માને છે કે આ હુંપણાનું કેદખાનું મીઠું અને મધુરૂં છે. તેઓ ધારે છે કે જો આ કેદખાનાનો ત્યાગ કરીશું તો પછી આ જગતમાં ભોગવવા યોગ્ય કાંઇ પણ રહેશે નહિ ! આ મ્હોટી ભ્રમણા છે,—આ 'ખૂબસુરત બલા' છે. એ બલાના ફંદમાં સર્વ કોઇ ફસાય છે. એક કવિએ કહ્યું છે કેઃ—

**"Ye suffer from yourselves, none else *compels,* None other holds ye that ye live & die."**

" ત્હમે ત્હમારી મેળે દુઃખ પામો છો; ત્હમને કોઇ દુઃખી થવાની **ફરજ પાડતું** નથી. ત્હમે જીવો કે મરો એમ કોઈ **ફરજ પાડતુ** નથી." જે આત્મા પોતાની આસપાસ સાંકળો **બાંધી શકયો** અને પોતાની આસપાસ સાંકડું અંધારૂં કેદખાનું બનાવી શક્યો તે આત્મા ( જો ઇચ્છા કરે અને પ્રયત્ન કરે તો ) તે સાંકળોને **તોડી** પણ **શકે** અને કેદખાનાને **ભાગી** પણ **શકે.** પરન્તુ જ્યહારે કેદખાનાની અસારતાનો ત્હેને અનુભવ થાય અને બહુ દુઃખ વેઠીને અપરિમિત પ્રેમ અને પ્રકાશ મેળવવાને તે લાયક થાય ત્યહારે જ આત્માને આવી ઇચ્છા થાય છે. અને ત્યહારે જ તે **પ્રયત્ન કરેછે.**

આકારની પછવાડે છાયા જાય છે; અગ્નિની પછવાડે ધુમાડો જાય છે; **કારણની** પછવાડે **કાર્ય** ચાલ્યું આવે છે. અને **મનુષ્યનાં કાર્યો અને વિચારો પ્રમાણે ત્હેને સુખ કે દુઃખ મળે છે.** આ જગતમાં એવું એક પણ કાર્ય નથી કે જેનું પ્રત્યક્ષ કે પરોક્ષ કારણ ન હોય. કાર્ય—કારણનો નિયમ દિવ્ય ન્યાય ઉપર આધાર રાખે છે; અને તેથી તે અચળ છે. માણસો દુઃખ ભોગવે છે ત્હેનું કારણ એટલું જ છે કે થોડા વખત અગાઉ અથવા તો ઘણા વખત પહેલાં ભૂતકાળમાં તેઓએ અશુભ બીજ રોપેલાં છે: જો તેઓએ ભૂતકાળમાં સારાં બીજો રોપ્યાં હોય છે, તો તેઓ આનંદનો પાક લણે છે. આ સાદા જણાતા પણ અચળ સિદ્ધાંતો ઉપર મનુષ્યે ધ્યાન કરવું જોઇએ અને ત્હેની પૂરેપૂરી સમજ મેળવવી જોઇએ. જો આ કાર્ય-કારણનો અચળ નિયમ ( જેને આપણે 'કર્મ'નો કાયદો કહીએ છીએ તે ) મનુષ્યના સમજવામાં યથાર્થ રીતે આવે તો તે મનુષ્ય તે દિવસથી ફક્ત સારાં જ બીજો વાવશે, અને પોતાના હૃદયમાં અત્યાર સુધી ઉગવા પામેલા નકામા છોડવા-

ઓને જડમૂળથી ઉખેડી નાખવા બનતો પ્રયત્ન જરૂર કરશે.

મનુષ્યો નિઃસ્વાર્થી પ્રેમનું ખરૂં સ્વરૂપ સમજતા નથી; કારણ કે તેઓ પોતાનાં અંગત સુખો મેળવવા પાછળ રોકાયેલા છે, તેઓ નાશ પામે તેવા જગતના પ્રાપંચિક લાભોમાં ગુંથાઈ ગયેલા છે, અને તેઓ અજ્ઞાનતાથી એમ માને છે કે આ અંગત સુખો કે સુખનાં સાધનો એ ખરી અને શાશ્વત વસ્તુઓ છે.

શારીરિક સુખોના દીપકમાં ફુદાની માફક ઝંપલાતા, અને આંતર વ્યથાઓથી પીડાતા મૂઢ પુરૂષો સત્યની ઉત્તમ શોભા જોઈ શકતા નથી. અજ્ઞાન અને હુંપણાની ભ્રાન્તિમાં મગ્ન થયેલા તેઓ સર્વદર્શી પ્રેમનું વિશુદ્ધ સ્વરૂપ નિહાળી શકતા નથી.

આવો પ્રેમ પોતાનામાં નહિ હોવાથી, તેમજ આવા પ્રેમનું ઉચ્ચ સ્વરૂપ પોતે જાતે નહિ સમજતા હોવાથી, મનુષ્યો પોતાને કોઈ પણ પ્રકારનો જાતિ ભોગ ન આપવો પડે એવા સુધારા સૂચવે છે, અને આ સુધારા કર્યા કે આખું જગત્ સુધરી ગયું એમ તેઓ માને છે; પણ જાતે તો હૃદયમાં સ્વાર્થ વૃત્તિ રાખી તેનું તે અશુભ કર્મ કરે છે. **જેથી મનુષ્યનું હૃદય સુધરે છે ત્હેને જ ખરો 'સુધારો' કહી શકાય;** કારણ કે સર્વ પ્રકારના અનર્થનું મૂળ હૃદયની મલીનતામાં રહેલું છે. જ્યહાં સુધી મનુષ્યો સ્વાર્થ અને પક્ષાપક્ષીના પાશમાંથી મુક્ત થઇને દિવ્ય પ્રેમનો ઉમદા પાઠ શિખ્યા નથી ત્હાં સુધી સર્વત્ર શાન્તિ વ્યાપી રહે એવા સત્યયુગ ( golden age) ને આવવા-ની વાર છે. ગરીબ મનુષ્યોએ તવંગરની ઇર્ષ્યા કરતાં અટકવું જોઇએ, અને તવંગરોએ ગરીબને ધિક્કારતાં અટકવું જોઇએ. લોભી મનુષ્યોએ ઉદારતાનો પાઠ શિખવો જોઇએ, કામી પુરૂષોએ ઇન્દ્રિયનિગ્રહ અને શુદ્ધતાનો મહાવરો પાડવો જોઇએ, પક્ષવાદીઓએ દુરાગ્રહથી છુટવું જોઇએ, ક્રોધી પુરૂષોએ ક્ષમાનો ઉમદા ગુણ ખીલવવો જોઇએ,

ઈર્ષ્યાળુ મનુષ્યોએ બીજાની સંપત્તિ દેખી પ્રમોદ ધરવો જોઇએ, અને નિંદકોએ પોતાની ખરાબ વર્તણુક વાસ્તે પસ્તાવું જોઇએ;–જો પુરૂષો અને સ્ત્રીઓ આ માર્ગે ચાલે તો જોતજોતામાં સત્યયુગ પાછો આવી જાય. માટે જે મનુષ્ય પોતાના હૃદય પવિત્ર બનાવે છે તે, જગતનો મ્હોટો ઉપકારી મનુષ્ય છે.

સત્યયુગનો સમય, નિઃસ્વાર્થી પ્રેમનો અનુભવ કરવો તે જ છે, આવા સમયને માટે મનુષ્ય જાતિનો મ્હોટો ભાગ હજુ સ્વાર્થમાં ગુંથાયેલો હોવાથી નાલાયક છે. પણ જો ત્હમે **ધારો** તો, અને તે પ્રમાણે વર્તવાનો **દૃઢ નિશ્ચય** કરો તો, કલિયુગમાં વસવા **છતાં** સ્વાર્થવૃત્તિને પગ તળે કચરી નાખી સત્યયુગનો અનુભવ લેઈ **શકો.** આ કાર્ય કરવા માટે ત્હમારે જેમ બને તેમ, અગાઉથી બાંધી રાખેલા ખોટા અભિપ્રાયો, દ્વેષ અને પારકાના દોષ જોવાની ટેવનો ત્યાગ કરી વધારે નમ્ર, પ્રેમાળ અને ક્ષમાવાન્ થવાની જરૂર છે. જ્યહાં દ્વેષ છે, જ્યહાં અરૂચિ છે, જ્યહાં બીજાના અવર્ણવાદ વદવાની પ્રકૃતિ છે ત્યહાં નિઃસ્વાર્થી પ્રેમ રહી જ શકતો નથી. જે હૃદય બીજાનું ભુંડું બોલવાના, કરવાના કે વિચારવાના પાપથી મુક્ત છે તે જ હૃદય આ પ્રેમને રહેવાને વાસ્તે યોગ્ય પાત્ર છે. ત્હમે કદાચ આ વાંચીને પ્રશ્ન કરવાને દોરવાશો કે "હું દારૂડીયાને, ઢોંગીને, લુચ્ચાને કે ખુનીને કેવી રીતે ચ્હાઈ શકું ? તેવા મનુષ્યો તરફ અણગમો બતાવવો અને ત્હેમને ધિક્કારવા એ તો મ્હારી ફરજ હોવી જોઇએ." તેવા મનુષ્યોને ધિક્કારવા એ ત્હમારી **ફરજ** છે, એમ જ્યહારે ત્હમે જણાવો છો ત્યહારે તો ખાત્રી થાય છે કે ત્હમે હજી સર્વશક્તિમાન્ પ્રેમનું સ્વરૂપ સમજ્યા નથી. જો પ્રેમનું સ્વરૂપ ત્હમે સમજ્યા હોત તો જે કારણને લઇને અથવા જે કારણોની પરંપરાને લઇને તે માણસ દારૂડીઓ કે ઢોંગી કે લુચ્ચો કે ખુની બન્યો છે તે કારણ અથવા કારણોની પરંપરાને શોધવાનો ત્હમે યત્ન કરત

અને ત્હમારા હૃદયમાંનો નિઃસ્વાર્થી અને સાચો પ્રેમ ત્હમને તે શોધમાં ફતેહ અપાવત. કારણ હાથ લાગતાં, જો કદાપિ ત્હમે શક્તિમાન હોત તો, તે કારણોને દૂર કરવાના પ્રયત્ન આદરીને તે સખસને નિર્મળ બનાવત અગર તેટલી શક્તિ ત્હમે ખીલવી ન હોત તો છેવટે ત્હેને નરમાશથી શીખામણ આપત. અરે પ્રેમ એવી તો અલૌકીક ચીજ છે કે વખતે હિતબુદ્ધિએ કોઇ દુર્ગુણીને સુધારવા માટે ત્હેને પ્રથમ દૃષ્ટિએ અપ્રિય લાગે એવી વર્ત્તણુક ચલાવવી પડે તો પણ અંતરમાં સમ્પૂર્ણ પ્રેમભાવ રાખીને તે વર્ત્તણુક ચલાવવામાં આવતી હોવાથી તેથી દુઃખ થવાને બદલે સુખ જ થાય છે.

જેઓ દુષ્ટ **પુરૂષ** ઉપર નહિ, પણ પુરૂષની **દુષ્ટતાપર** ધિક્કાર બતાવતાં શીખ્યા હોય છે તેઓ સાર્વભૌમ રાજા પ્રેમનો બાંધેલો કાયદો તોડયાનો દોષ કરી શકતા જ નથી.

જે મનુષ્યોમાં આવો અંતર્ પ્રકાશ હોય છે, તેઓ કોઇપણ **મનુષ્ય** તરફ અણગમો બતાવી શકતા નથી તેમજ કોઇપણ **મનુષ્ય**-ને ધિક્કારતા નથી; પણ અખંડ શાન્તિથી અને સંપૂર્ણ દયાસહિત તેઓ આવા મનુષ્યો તરફ જોઇ શકે છે.

ત્હમે કોઇ મનુષ્યની પ્રશંસા કરતા હો, તેવામાં કોઇ કારણસર તે માણસ ત્હમારી આડો આવે, અથવા ત્હમને પસંદ ન પડે એવું કોઈ કામ કરે ત્હારે ત્હમે તે મનુષ્યને ધિક્કારો છો અને ત્હેના વિષે હલકા શબ્દો બોલો છો. આવું ત્હમારૂં વર્તન બતાવી આપે છે કે ત્હમે નિઃસ્વાર્થી પ્રેમનો અનુભવ કર્યો નથી. જો ત્હમે ત્હમારા હૃદયમાં બીજાઓનું બુરૂં ઇચ્છતા હો અથવા બુરી કલ્પનાઓ કરતા હો તો ખરેખર ત્હમે નિઃસ્વાર્થી પ્રેમથી ઘણે દૂર છો એમ જરૂર માનજો.

સર્વ વસ્તુઓના મધ્યભાગમાં પ્રેમ છે. પ્રેમ છે તે સર્વવ્યાપી ભાવ છે, એમ જેણે અનુભવ કર્યો છે તેવો મનુષ્ય કદાપિ કોઇ તરફ

દ્વેષ બતાવતો નથી.

સામાન્ય રીતે મનુષ્યો આ પ્રેમનું સ્વરૂપ અને બળ સમજતા નથી, અને તેથી તેઓ ગહન વિષયમાં પણ ન્યાય કરવાનું અથવા તો બીજાને પાયમાલ કરવાનું કામ કરે છે. આવું કામ કરતી વખતે, મનુષ્યોના હૃદયની પરીક્ષા કરવાની પોતામાં શક્તિ છે કે નહિ તે વિચાર ત્હેમને રહેતો નથી. જ્યારે મનુષ્યો પોતાના વિચારોથી, અથવા સુધારાથી, અથવા પોતાની કામ કરવાની રીતભાતથી જરા જૂદા પડે છે, ત્યારે બીજા લોકો ત્હેમને ગાંડા, ખસી ગયેલા મગજના, બુદ્ધિ વગરના, મૂઢ, અપ્રમાણિક અને ઢોંગી ગણે છે. અને જે મનુષ્યો પોતાના વિચારોને લગભગ મળતા આવે છે, ત્હેમને તેઓ પ્રશંસાપાત્ર અને યોગ્ય પુરૂષો તરીકે લેખે છે. આ એક જાતની 'ભૂલ' છે.

ઉત્તમ મનુષ્ય તો સઘળા તરફ મનની શાન્તિ અને હૃદયનું માધુર્ય દાખવે છે. દુર્ગુણી અને સદ્‌ગુણી, મૂર્ખ અને ડાહ્યા, અભણ અને ભણેલા, નિઃસ્વાર્થી અને સ્વાર્થી સઘળા મનુષ્યો ત્હેના શાંત વિચારના આશીર્વાદનો અપૂર્વ લાભ મેળવે છે.

આત્માને કાબુમાં રાખવાના સતત અભ્યાસથી, અને ત્હમારા વિકારો ઉપર ધીમે ધીમે વિજય મેળવવાથી, ત્હમે સંપૂર્ણ જ્ઞાન અને દિવ્ય પ્રેમ મેળવી શકો છો. જેઓ હૃદયમાં પવિત્ર હોય છે, તેઓ જ પરમ પ્રભુને જોઈ શકે છે. જ્યારે ત્હમારૂં હૃદય પુરેપુરૂં પવિત્ર થશે ત્યારે ત્હમારો નવો જન્મ થશે અને જે પ્રેમ મરતો નથી, બદલાતો નથી, દુઃખ અનુભવતો નથી એવો પ્રેમ ત્હમારામાં પ્રકટ થશે અને ત્હમે અપૂર્વ શાન્તિ અનુભવશો.

જે મનુષ્ય આ દિવ્ય પ્રેમનો અનુભવ કરવાને પ્રયત્ન કરે છે, તેણે બીજાઓ તરફ દ્વેષ બુદ્ધિ દર્શાવવાની વૃત્તિને વશ કરવા મથવું જોઇએ.

જ્યાં આધ્યાત્મિક જ્ઞાન છે, ત્યાં તિરસ્કાર વૃત્તિ ટકી શકે નહિ.

જે પ્રમાણમાં હૃદયમાંથી દ્વેષ બુદ્ધિ નાશ પામતી જાય છે, તે પ્રમાણમાં પ્રેમ સંપૂર્ણ રીતે ખીલતો જાય છે.

ખ્રીસ્તીઓ નાસ્તિકને ધિક્કારે છે, નાસ્તિકો ખ્રીસ્તીઓને ધિક્કારે છે. વૈષ્ણવો શિવના ભકતોને ધિક્કારે છે, અને શિવના ભકતો વૈષ્ણવી સંપ્રદાયનાને ધિક્કારે છે. જૈનો બ્રાહ્મણોને ધિક્કારે છે અને બ્રાહ્મણો જૈનોને ધિક્કારે છે. આ રીતે ધર્મ કે જ્યહાં સમ્પૂર્ણ પ્રેમ અને શાન્તિ હોવી જોઇએ ત્યહાં તો કલહ અને કંકાસ જ આપણી નજરે પડે છે.

જે પોતાના ભાઇઓને ધિક્કારે છે, તે ખુની છે; તે દિવ્ય પ્રેમનો નાશ કરનાર છે. જ્યહાં સુધી ત્હમે સઘળા ધર્મના મનુષ્યોને અથવા કોઇપણ ધર્મને નહિ પાળનારાને પણ એક સરખી વૃત્તિથી, દ્વેષ વગર, અને તદ્દન સમતોલ વૃત્તિથી જોઈ શકો એવી સ્થિતિ પ્રાપ્ત કરો ત્યહાં સુધી ત્હમારે પ્રેમને વધારે ને વધારે ભવ્ય સ્વરૂપમાં ખીલવવાનો પ્રયત્ન કર્યા જ કરવો જોઇએ. જે મનુષ્યે દિવ્યજ્ઞાન અથવા નિઃસ્વાર્થ પ્રેમનો અનુભવ કર્યો છે, ત્હેનામાંથી બીજાને ધિક્કારવાની વૃત્તિ તદ્દન નાશ પામે છે. તે સર્વ અનર્થને વિખેરી નાંખે છે, અને ત્હેનો આત્મિક વિકાસ એટલો બધો વૃદ્ધિ પામે છે કે સર્વત્ર તે ભલાઇ, ન્યાય અને પ્રેમનું સામ્રાજ્યપણું અને અમરત્વ જોઈ શકે છે.

ત્હમે મજબૂત, નિષ્પક્ષપાતી અને નમ્ર વિચારોને કેળવતા રહો. ત્હમારા હૃદયમાં શુદ્ધતા અને દયાનાં બીજોનું પોષણ કરો. ત્હમારી જીભને મૌન ધારણ કરતાં અથવા તો સત્ય અને નિષ્કલંક વાણી બોલતાં શિખવો. આ રીતે ત્હમે પવિત્રતા અને શાન્તિને માર્ગે પ્રયાણ કરી શકશો, અને છેવટે અમર પ્રેમનો ત્હમને સાક્ષાત્કાર થશે. આ રીતે જીવન ગાળતાં, બીજાઓને ત્હમારા મતના કરવાનો પ્રયત્ન કર્યા વગર, ત્હમે બીજાઓને ત્હમારા વિચારોની ખાત્રી કરી આપશો; દલીલ કર્યા

વગર ત્હમે બીજાને શિખવી શકશો; કીર્તિનો લોભ ત્હમે નહિ રાખો તોપણ ડાહ્યા લોકો ત્હમને શોધી કહાડશે અને માન આપશે; અને મનુષ્યોના વિચારો ફેરવવાનો પ્રયાસ કર્યા વિના પણ ત્હમે ત્હેમનાં હૃદયને વશ કરી શકશો; કારણ કે પ્રેમ સર્વવ્યાપી છે અને સર્વ ઉપર વિજય મેળવે છે. પ્રેમના વિચારો, વચનો અને કાર્યો કદાપિ નિષ્ફળ નીવડતા નથી.

પ્રેમ સર્વવ્યાપી છે, ઉચ્ચ સત્તાવાળો છે, અને સર્વ ઉપર વિજય મેળવનાર છે, એમ જાણવું; અનર્થના પાશમાંથી મુક્ત થવું; આંતર્ અશાન્તિથી મુક્ત થવું; દરેક મનુષ્ય પોતે પોતાને માર્ગે પોતાની બુદ્ધિ પ્રમાણે સત્યની શોધમાં છે એમ માનવું; સંતુષ્ટ, સુખી અને શાન્ત થવું—એ જ શાન્તિ છે, એ જ આનંદ છે, એ જ અમરત્વ છે, એ જ દિવ્યતા છે અને એ જ નિઃસ્વાર્થ પ્રેમનો સાક્ષાત્કાર છે.





# પ્રકરણ ૪ થું.

## अनंतजीवनमां प्रवेश.



જો કે મનુષ્યો ખાવા પીવાના અને એશઆરામના કામમાં ગુંથાયેલા તથા જગતની ક્ષણિક વસ્તુઓ મેળવવામાં અને ભોગવવામાં મગ્ન થયેલા હોય છે, છતાં પણ છેક પ્રારંભકાળથી, આ સ્થૂળ જીવનની પરિમિતતા, અસારતા અને માયાવી સ્વરૂપથી કંટાળેલા પણ તેઓ જોવામાં આવ્યા છે ખરા.

શાન્ત પળોમાં, અનંતજીવનનો અનુભવ કરવાને તેઓ પ્રયત્ન કરતા પણ જોવામાં આવ્યા છે.

મનુષ્યો ખોટી રીતે એમ ધારે છે કે, આ જગતનાં સુખ ખરાં અને સંતોષ આપનારાં છે; પણ પાછળથી દુઃખ અને શોકને લીધે તેઓની અસારતાનું અને અનિત્યતાનું ત્હેમને ભાન થાય છે.

આ જગતની વસ્તુઓ મેળવવામાં અને ભોગવવામાં સંપૂર્ણ સંતોષ અને સુખ મળશે એમ માનવાને તેઓ પ્રયત્ન કરે છે છતાં

પણ હેમના હૃદયમાં આ માન્યતા વિરૂદ્ધ જબરો પોકાર ઉઠે છે; એ પોકાર જ આપણને સૂચવે છે કે મનુષ્ય, સ્વભાવે મર્ત્ય નથી. અને એ પોકાર પોતે જ આ સત્યનો પુરાવો આપે છે કે, ફક્ત અનંત અને શાશ્વતજીવનમાં જ અખંડ આનંદ અને શાન્તિનો અનુભવ થઈ શકે.

સઘળી શ્રદ્ધાનું મૂળ ઉપરના વિચારોમાં આવી રહેલું છે. સઘળા ધર્મોનું મૂળ પણ ત્હાં છે. ભ્રાતૃભાવનો પાયો અને પ્રેમના નિયમનું બંધારણ પણ ઉપર જણાવેલા વિચારોપર આધાર રાખે છે. તે વિચારો આપણને ફરીફરીને જણાવે છે કે મનુષ્ય સ્વભાવે દિવ્ય છે. અને આત્મિક દૃષ્ટિએ અમર છે. જો કે આત્મા મર્ત્ય શરીરમાં લપેટાયેલો છે તથા અશાન્તિ અને ઉદ્વેગમાં પડેલો છે, છતાં પણ પોતાનો ખરો સ્વભાવ પ્રકટ કરવાને–અનુભવવાને તે **પ્રયત્ન** તો ( એક યા બીજી રીતે ) કર્યાંજ કરે છે.

મનુષ્યનો આત્મા અનંતજીવનથી અભિન્ન છે અને જ્હાં સુધી અનંતજીવનનો હેને અનુભવ થાય નહિ ત્હાં સુધી તે કદાપિ સંતોષ પામે નહિ. જ્હાં સુધી મનુષ્ય આ જડ વસ્તુઓના પાશમાં લપેટાઇને ભમવાનું છોડી દેશે નહિ અને અનંતજીવનનો સાક્ષાત્કાર કરવા તરફ દોરાશે નહિ ત્હાં સુધી દુઃખનો ભાર હેના હૃદય ઉપર અવશ્ય પડવાનો અને હેનો માર્ગ શોકની છાયાથી આચ્છાદિત થવાનો એ ચોક્કસ છે. સમુદ્રથી જૂદા પડેલા જળના એક ન્હાના ટીપામાં સમુદ્રના બધા ગુણો આવેલા હોય છે, તેવી રીતે અનંતજીવનથી જૂદા પડેલા મનુષ્યના આત્મામાં તે અનંતજીવનનું સંપૂર્ણ પ્રતિબિંબ હોય છે. અને જેવી રીતે જળનું ટીપું હેના સ્વભાવથી જ સમુદ્ર ભણી વળે છે અને ત્હાં હેની ઉંડાઇમાં ભળી જાય છે, તેવી રીતે મનુષ્ય હેના સ્વભાવના અનિવાર્ય નિયમથી, **આખરે** હેના મૂળ ભણી વળે છે, અને અનંતજીવનની સાથે એક થઈ હેનો અનુભવ કરે છે.

આ અનંત જીવન સાથે ઐક્ય મેળવવું તેજ મનુષ્યના જીવનનું ઉચ્ચમાં ઉચ્ચ દૃષ્ટિબિન્દુ—સાધ્યબિન્દુ છે. અને શાશ્વત નિયમની સાથે ઐક્ય પ્રાપ્ત કરવું એ જ જ્ઞાન, એ જ પ્રેમ અને એ જ શાન્તિ છે. પણ જેઓ અંગત સ્વાર્થમાં પડેલા છે, તેઓને આ દૈવી જીવન સમજાતું નથી અને કદાપિ સમજાશે પણ નહિ. હુંપણું, ભિન્નતા અથવા તો સ્વાર્થ તે સર્વ પર્યાયવાચક શબ્દો છે, અને તે સર્વ જ્ઞાન અને દિવ્યતાના વિરોધી છે. હુંપણાનો ત્યાગ કરવાથી ભિન્નતા અને સ્વાર્થ નાશ પામે છે અને મનુષ્યને અમરત્વનો અને અનંત જીવનનો અનુભવ થાય છે.

હુંપણાનો ત્યાગ કરવો એ સ્વાર્થી અને સાંસારિક દૃષ્ટિના મનુષ્યોને મ્હોટામાં મ્હોટી દુઃખદાયક આફત અને બદલો ન વળી શકે તેવું નુકશાન લાગે છે; છતાં વસ્તુતઃ તો તે મ્હોટામાં મ્હોટો અને અનુપમ આશીર્વાદ છે. તેજ શાશ્વત અને ખરો લાભ છે. જે મનુષ્યોને અંતર્ જીવનના નિયમોનું જ્ઞાન નથી અને આત્માના સ્વભાવ અને ભવિષ્યની પીછાણ નથી તે બાહ્ય વસ્તુઓને વળગે છે, જે વસ્તુઓ ક્ષણિક છે અને દુઃખગર્ભિત છે ત્હેને તેઓ પોતાની માને છે; અને આ પ્રમાણે અસત્ વસ્તુઓ ઉપરના મમત્વમાં ભૂલા ભમી આખરે તે વિનાશ પામે છે.

મનુષ્યો આ શરીરને વળગી રહે છે અને જાણે કે તે નિરંતર ટકવાનું હોય **એવી રીતે** તેઓ ત્હેનું લાલનપાલન કરે છે. જો કે મનુષ્યો, શરીર છેવટે નાશવંત છે અને તે થોડા સમયમાં નાશ પામવાનું છે એ વાત ભૂલી જાય છે, તો પણ મરણનો ભય અને જગતની કીંમતી જણાતી વસ્તુઓના નાશનો ભય ત્હેમના સુખી સમયમાં પણ દુઃખનું વાદળ વિસ્તારે છે, અને તેઓની સ્વાર્થી વૃત્તિનો પડ-

છાયો ભૂતની માફક સર્વત્ર ફેલાઈ ત્હેમનાપર એક પ્રકારની શોકજનક ભૂરકી નાખે છે.

જેમ જેમ સુખવૈભવનાં અને મોજશોખનાં સાધનો દિનપ્રતિદિન વધતાં જાય છે, તેમ તેમ મનુષ્યની અંદર રહેલું દિવ્યતત્ત્વ મલીન થતું જાય છે અને તેઓ જડવાદની ધુંસરી નીચે વધારે વધારે દબાતા જાય છે, તથા ઇન્દ્રિયોના ઉપભોગમાં જ જીવનનું સર્વસ્વ માને છે. કદાચ આવા જડવાદીઓમાં બુદ્ધિનું પ્રાબલ્ય વિશેષ હોય છે તો, આ શરીર અમર છે એવી દલીલોને તેઓ સત્ય તરીકે માની લે છે. કોઈ પણ પ્રકારની અથવા દરેક પ્રકારની સ્વાર્થતાથી જ્યહાં મનુષ્યના આત્માપર વાદળ પથરાઈ ગયું ત્યહાં ત્હેની વિવેકદૃષ્ટિ મલીન થઈ જાય છે, અને ઐહિક અને આત્મિક, ક્ષણભંગુર અને શાશ્વત, અનિત્ય અને નિત્ય, અસત્ અને સત્ વસ્તુ વચ્ચેનો ભેદ પારખવાની શક્તિ ત્હેનામાં બુઠ્ઠી થઇ જાય છે. આ કારણને લીધેજ જગતમાં એવા એવા સિદ્ધાંતો અને વિચારશ્રેણીઓ પ્રસારવામાં આવેલી છે કે જે સિદ્ધાંતો અથવા વિચારશ્રેણીઓનું મૂળ મનુષ્યના અનુભવમાં આવતું નથી. દરેક શરીર જ્યહારથી હયાતીમાં આવ્યું ત્યહારથી જ—ત્હેના સ્વભાવથી જ તે તત્ત્વોને લીધે આખરે નાશ પામે છે.

જગતમાં જે નાશવંત છે તે કદાપિ શાશ્વત થઈ શકે નહિ અને જે શાશ્વત છે તે કદાપિ વિલય પામતું નથી. જે મર્ત્ય છે તે કદાપિ અમર બને નહિ, અને જેનો સ્વભાવ અમર છે તે કદાપિ મરે નહિ. અમુક સમય ચાલે તેવી વસ્તુ કદાપિ સનાતન થઇ શકે નહિ, અને જે સનાતન છે તે કદાપિ અમુક કાળને વાસ્તેજ હોઇ શકે નહિ. બાહ્ય દેખાવો તે કદાપિ અંદરના તત્ત્વના રૂપમાં થાય નહિ, અને જે ખરૂં તત્ત્વ છે તે કદાપિ દેખાવરૂપ થાય નહિ. અજ્ઞાન તે સત્ય થાય નહિ અને સત્ય તે કદાપિ અજ્ઞાન થાય નહિ. આ સર્વ અચળ નિયમો

પ્રમાણે મનુષ્ય આ શરીરને અમર બનાવી શકે નહિ. પણ શરીરને નિગ્રહમાં રાખીને હેની તૃષ્ણાઓનો ત્યાગ કરીને, તે અમર પ્રદેશમાં દાખલ થઇ શકે. આત્મા એ જ અમર છે, માટે આત્મતત્ત્વનો અનુભવ કરવાથી મનુષ્ય અમર થઈ શકે.

કુદરતમાં–પ્રકૃતિમાં હજારો આકારો છે, અને તે સર્વ ક્ષણે ક્ષણે બદલાય છે, અશાશ્વત છે અને ચિરકાળ ટકી શકે તેવા નથી. ફક્ત તે આકારોને **જીવન આપનાર** તત્ત્વ જ સ્થાયી છે. પ્રકૃતિ બહુવિધ છે અને ભેદભાવ અથવા વિવિધતા એ હેનું લક્ષણ છે. **અંદરનું** તત્વ **એક** છે અને ઐક્ય એ હેનું લક્ષણ છે. માટે ઇન્દ્રિયો અને અંદર રહેલી સ્વાર્થવૃત્તિ ઉપર જય મેળવીને,—બીજા શબ્દોમાં કહીએ તો પ્રકૃતિ ઉપર વિજય પ્રાપ્ત કરીને,—મનુષ્ય આ જગતના માયાવી અને મોહજનક વસ્તુઓના પાશમાંથી મુક્ત થાય છે અને હેનો અમર આત્મા અનંત પ્રકાશ કે જ્હાં સઘળા આકારો વિલય પામી જાય છે, તે ભણી ચાલ્યો જાય છે.

આ સ્થિતિ મેળવવાની ઇચ્છા થતી હોય તો મનુષ્યે આત્મસંયમ કરવો જોઇએ, પાશવવૃત્તિઓને કાબુમાં રાખવી જોઇએ, મોજશોખ અને બાહ્ય વૈભવથી ખેંચાઈ ન જવું જોઇએ. આટલું કરવા સાથે સાથે સદ્‌ગુણી જીવન ગાળવું જોઇએ અને દિવ્યતા પ્રાપ્ત થાય ત્હાં સુધી ઉચ્ચ અને વધારે ઉચ્ચ પ્રકારના સદ્‌ગુણોનું ધ્યાન કરવું જોઇએ. ધ્યાન કરીને બેસી ન રહેતાં તે **સદ્‌ગુણોને પોતાના જીવનવ્યવહારમાં ઓતપ્રોત કરવાના** સઘળા પ્રસંગોનો લાભ લેવો જોઇએ. નિરભિમાન, નમ્રતા, ક્ષમા, દયા અને પ્રેમ—આ સદ્‌ગુણોનો નિરંતર જાપ કરવો, હેનું મનન કરવું, હેનો અભ્યાસ પાડવો અને તદનુસાર પોતાનું વર્તન ચલાવવું એ જ ખરી 'દિવ્યતા' છે.

મનુષ્યની શુભ ભાવનાથી હેનામાં એક પ્રકારની **શક્તિ** આવે

છે. જે મનુષ્યે પોતાના અહંભાવ અને સ્વાર્થને એટલો બધો વશ કર્યો છે કે હેનામાં શુભ ભાવના સિવાય બીજી કોઇ વૃત્તિ જ રહી નથી તેવા મનુષ્યમાં એવી કોઈ અલૌકિક શક્તિ જાગૃત થાય છે કે જે દ્વારા તે અમુક બાબતમાં સત્ય શું છે અને અસત્ય શું છે તે ઘણી ત્વરાથી જાણવી શકે છે. આ ઉપરથી એ સિદ્ધ ઠરે છે કે જે મનુષ્યનું જીવન શુભ ભાવનામય છે, તે મનુષ્ય જ્ઞાની છે, દિવ્ય પુરૂષ છે, બુદ્ધ (enlightened) છે અને અનંત જીવનનો અનુભવનાર છે. અખંડ નમ્રતા, અડગ ધૈર્ય, ઉચ્ચ વિનય, માયાળુ વાણી, આત્મસંયમ, પરોપકારાર્થે સ્વાર્થત્યાગ, અને ઉંડી હૃદયની અનુકમ્પા: આ સદ્ગુણો જે મનુષ્યમાં ત્હમને જણાય, તે મનુષ્યમાં ઉચ્ચમાં ઉચ્ચ જ્ઞાન છે, એમ સમજજો. તે મનુષ્યનો સંગ કરજો; કારણ કે તે મનુષ્યે દિવ્યતા પ્રાપ્ત કરી છે, આત્માનો અનુભવ કર્યો છે અને અનંત જીવનમાં પ્રવેશ કર્યો છે.

જે મનુષ્ય અધીરો હોય, અભિમાની હોય, સુખનો લોલુપ હોય, જે સ્વાર્થનો ત્યાગ કરવાને ના પાડતો હોય, અને જેનામાં શુભ ભાવના અને દિલસોજી ન હોય તેવા મનુષ્યના વચનપર વિશ્વાસ રાખતા નહિ; કારણ કે તેવા મનુષ્યમાં દિવ્ય જ્ઞાન હોતું નથી. ત્હેનું બધું જ્ઞાન શુષ્કવાદ રૂપ છે; અને ત્હેના શબ્દો અને કાર્યો ચાલ્યાં જશે; કારણ કે ત્હેમનો પાયો અનિત્ય વસ્તુઓપર ચણાયલો છે.

જો મનુષ્ય સ્વાર્થનો ત્યાગ કરે, સાંસારિક વાસનાઓપર વિજય મેળવે અને અંગત અભિલાષાઓને છોડી દે, તો ઘણા જૂજ સમયમાં આ માર્ગે તે **'અનંતજીવન'**માં પ્રવેશ કરી શકે.

આ જગત, આ શરીર અને આ બધી ઉપાધિઓ કાળની રેતી ઉપર દેખાતાં માયાવી ચિત્રો સમાન છે; આધ્યાત્મિક ઉંઘની કાળી રાત્રિમાં ક્ષણે ક્ષણે બદલાતા સ્વપ્ન તુલ્ય છે. જેઓએ આ રેતીનું રણ ઓળંગ્યું છે અને જેઓ આધ્યાત્મિક સૃષ્ટિમાં જાગૃત થયા છે, તેઓએ

જ સદ્વસ્તુનો અનુભવ કર્યો છે, કે જે અનુભવમાં બાળ દેખાવો વિખરાઇ જાય છે, અને શ્વાન જેવાં માયાવી ચિત્રો વિલય પામી જાય છે.

આ જગતમાં એક મહાન્ નિયમ છે, જેને સઘળાએ વશ થવું જોઇએ. એવું એક તત્ત્વ છે, જે આ જૂદી જૂદી જાતની પ્રકૃતિનો પાયો છે. એવું એક સત્ય છે, કે જે અનુભવવાથી જગતના બધા સવાલો માયાવી પડછાયાની માફક અદશ્ય થાય છે. આ નિયમનો, આ તત્ત્વનો અને આ સત્યનો અનુભવ કરવો એ જ અનંતજીવનનો અનુભવ કરવા રૂપ છે.

પ્રેમના મહાન્ નિયમ પ્રમાણે પોતાનું જીવન ચલાવવું એ જ આરામ, ઐક્ય અને શાન્તિનો પરમ માર્ગ છે. જે મનુષ્ય સર્વ પ્રકારના અનર્થ અને તોફાનમાં ભાગ લેતાં અટકે છે, જે અશુભની સામા નહિ થતાં શુભ માર્ગ બતાવી અશુભને તોડી પાડવા પ્રયત્ન કરે છે અને અંતરની શાન્તિ ઉપર અખંડ વિશ્વાસ રાખે છે, તે, વસ્તુ માત્રનું રહસ્ય સમજી જાય છે અને ત્હેને શાશ્વત અને અનંત તત્ત્વનો આબેહૂબ અને સત્ય સાક્ષાત્કાર થાય છે, જે સાક્ષાત્કાર કેવળ બુદ્ધિના જ ઉપાસકોને તો એક ‘છુપા રહસ્ય’ રૂપ જ રહેવાનો એ ચોક્કસ છે. જ્હાં સુધી આ તત્ત્વનો પૂરેપૂરો અનુભવ ન થાય, ત્હાં સુધી શાન્તિમાં સ્થિરતા પણ પ્રાપ્ત થવી મુશ્કેલ છે. જ્હેને આવો સાક્ષાત્કાર થયો છે, તે જ ખરો જ્ઞાની છે; જો કે તે આ જગતના કહેવાતા પંડિતોના જ્ઞાન જેવા જ્ઞાનથી જ્ઞાનીનથી; પણ ત્હેના હૃદયની નિર્દોષતાથી અને તેણે મેળવેલી હૃદયની દિવ્યતાથી તે **ખરો જ્ઞાની** છે. જે મનુષ્યે અનંત અને શાશ્વતજીવનનો અનુભવ કર્યો છે, તે કાળા જગત્ અને શરીરરૂપ ઉપાધિ કે જ્હેનું અંધકારમય રાજ્ય બનેલું છે, ત્હેની પેલીપાર જઇ શકે છે. અને તે અમરત્વ, સ્વર્ગ અને આત્મા, કે જ્હેનું **પ્રકાશમય** રાજ્ય બનેલું છે, ત્હેમાં પ્રવેશ કરી શકે છે.

આ અનંતજીવનમાં પ્રવેશ કરવો એ કેવળ **કલ્પના** નથી, તેમજ **અમુક કાળને** વાસ્તે યોજેલો કોઈ સિદ્ધાંત નથી, પણ તે આત્મિક **અનુભવ** છે, જે અનુભવ અંતરને શુદ્ધ કરવાના ખંતીલા અભ્યાસનું પરિણામ છે. જ્યારે આ શરીર તે જ મનુષ્ય છે એવો ખ્યાલ સ્વપ્નમાં પણ ઉદ્ભવતો નથી, જ્યારે શારીરિક તૃષ્ણાઓ અને માનસિક વાસનાઓ સંપૂર્ણ રીતે વશ થઇ જાય છે અને શુદ્ધ બને છે, જ્યારે લાગણીઓ શાંત બને છે, જ્યારે મનની ચંચળવૃત્તિ બંધ થઈ મન ઠરીને બેસે છે, અને જ્યારે સમતોલ વૃત્તિનો અનુભવ થાય છે, ત્હારે—**અને ફક્ત ત્હારે જ**—આપણા **આ** પરિમિત ચૈતન્યને **અનંત** ચૈતન્યનો અનુભવ થાય છે, અને ફક્ત **ત્હારે જ** નિર્દોષ જ્ઞાન અને અનંત શાન્તિનો સાક્ષાત્કાર થાય છે.

આ જીવનના ગુંચવણ ભરેલા પ્રશ્નોથી ઘણીવાર મનુષ્યો કંટાળી જાય છે, અને શું કરવું તે ત્હેમને સુઝતું નથી. તેઓ તે પ્રશ્નોનું નિરાકરણ કર્યાં વિના છોડી દે છે. તેઓ સ્વાર્થના પાશમાં એટલા બધા મગ્ન થયેલા હોય છે કે આ અંધકારમાંથી પ્રકાશભણીનો માર્ગ ત્હેમને જડતો નથી. આ ઐહિક જીવનની તૃષ્ણાઓ સંતોષવામાં ત્હેમનો એટલો બધો અગત્યનો સમય વ્યતીત થઈ જાય છે કે અનંત જીવન અને પરમ સત્યનો કદાપિ તેઓ અનુભવ કરી શકતા નથી. આ ક્ષણિક અને નાશવંત પદાર્થોને વળગવાથી અનંત જીવનનું જ્ઞાન તેઓ મેળવી શકતા નથી.

હુંપણાનો ભોગ આપવાથી સઘળી મુશીબતો સૂર્યના પ્રકાશ આગળ ધુમસની માફક ચાલી જાય છે. **આ જગતમાં એવો એક પણ દોષ નથી કે જે આંતર્ આત્મભોગની અગ્નિથી છોતરાંની માફક બળી ગયા વગર રહે.** આ જગતમાં એવો એક પણ **પ્રશ્ન** નથી કે જેનું નિરાકરણ **સ્વાર્થત્યાગના શુદ્ધ પ્રકાશવડે** ન મેળવી

શકાય. આપણે ઉભી કરેલી માયાવી કલ્પનાઓને લીધે અનેક તર્ક-વિતર્કો થયા કરે છે, પણ જ્યહાં મમત્વનો નાશ થયો ત્યહાં સ્વયમેવ તર્કવિતર્ક અદૃશ્ય થઈ જાય છે. અજ્ઞાન એ જ મમત્વ છે; અને મમત્વ એ જ અજ્ઞાન છે. અંધકાર પર ગમે તેટલા લોઢાના ઘણુ મારવામાં આવે તો પણ તે અંધકાર તેવું ને તેવું જ રહે છે; પણ દીપકની જરા સરખી બત્તીથી તે એકાએક વિલય પામે છે. તે જ રીતે સત્યની ભવ્ય મૂર્તિ આગળ અજ્ઞાન અંધકાર સ્વયમેવ વિખરાઈ જાય છે. 'હું અને મ્હારૂં' એ મોહરાજાનો પ્રબળ મંત્ર છે. તે મંત્રને વશ થયેલા પુરૂષો સત્યનો આસ્વાદ પામી શકતા નથી. સ્વાર્થી ઐહિક સુખ પામવાનો પ્રયાસ કરવા જતાં, વધારે ઉંચું, વધારે શુદ્ધ અને વધારે કાળ ટકી શકે એવું સુખ તેઓ ગુમાવે છે.

કાર્લાઇલ નામનો મહાન્ તત્ત્વવેત્તા જણાવે છે કેઃ—

"સુખની ઇચ્છા કરતાં પણ ઉંચું તત્ત્વ મનુષ્યમાં રહેલું છે— મનુષ્ય સુખ સિવાય રહી શકે, અને પરમ આનંદ મેળવી શકે. બાહ્ય સુખનાં સાધનોને ઇચ્છતા નહિ પણ અંતરમાં રહેલા પરમ આનંદને શોધો. અંતરમાં રહેલા અનંત જીવનને શોધતાં સઘળા પ્રશ્નોનું નિરાકરણ થઇ જાય છે." જે ત્યહાં જીવે છે, અથવા કામ કરે છે, ત્હેના જીવિતવ્યને ધન્ય હો !

જે મનુષ્યે સ્વાર્થનો ભોગ આપ્યો છે, અને શારીરિક તૃષ્ણાઓ જ્હેને સામાન્ય રીતે મનુષ્યો અત્યંત દૃઢતાથી વળગતા જાય છે ત્હેમને જ્હેણે વશ કરી છે, તે મનુષ્ય બધા ગુંચવણભરેલા સવાલોનું નિરાકરણ ઘણી જ ત્વરાથી લાવી શકે છે, ત્હેનું જીવન એટલું સાદું અને પવિત્ર થઈ જાય છે કે જગતના સામાન્ય મનુષ્યો જેઓ અજ્ઞાનમાં લપેટાયલા છે. તેઓ ત્હેને કદાચ મૂર્ખમાં ગણે છે, છતાં તે માણસ દિવ્યજ્ઞાનનો ધારક છે અને અનંત જીવનની ત્હેણે 'ઝાંખી'

કરી છે. પ્રયત્ન કર્યા સિવાય ત્હેના કાર્યની સિદ્ધ થાય છે. અને સઘળા પ્રશ્નો ત્હેનાં જ્ઞાનચક્ષુ આગળ એકદમ ઉકલી જાય છે. કારણ કે, તેણે સત્પ્રદેશમાં પ્રવેશ કર્યો છે અને હવે તે કાર્યોની સાથે માથાકુટ નહિ કરતાં ખરાં કારણો જાણી તે પ્રમાણે વર્તે છે. જેમ પાશવ સ્વભાવ કરતાં બુદ્ધિ ઉચ્ચ છે, તેમ બુદ્ધિ કરતાં અનુભવ જ્ઞાન ઉચ્ચ છે. તે અનુભવ જ્ઞાન ત્હેનામાં ઝળકી રહ્યું છે. કામિક વાસનાઓ, ખોટા અભિપ્રાયો, અજ્ઞાન અને પ્રથમથી બાંધી લીધેલા મતોનો જેણે ત્યાગ કર્યો છે, સ્વર્ગની સ્વાર્થી તૃષ્ણા અને ત્હેની સાથે નરકનો અજ્ઞાન મૂલક ભય જેણે દૂર કર્યો છે અને જેણે જીવનતૃષ્ણાનો પણ અંત આણ્યો છે, તેણે અનંત જીવનનો શાશ્વત આનંદ અનુભવ્યો છે; તેણે મરણ અને જન્મનો પૂલ ઓળંગ્યો છે અને અમરત્વ અનુભવ્યું છે. સંકોચ વિના ઐહિક સર્વ સમૃદ્ધિઓનો ભોગ આપીને તેણે સર્વસ્વ પ્રાપ્ત કર્યું છે. અને અનંતજીવનના હ્રદયમાં હમેશને વાસ્તે શાશ્વત શાન્તિ તે મેળવે છે.

જેણે હુંપણા ઉપર એટલો વિજય મેળવ્યો છે કે જીવન અને મૃત્યુ જેને સરખાં છે, મણિ અને તૃણ તુલ્ય છે, સ્ત્રી અને પુરૂષ સમાન છે, સુખ અને દુઃખ એક સરખાં છે; ટુંકમાં જ્હેનામાં સર્વ વસ્તુઓ અને સર્વ પુરૂષો વિષે સમાનભાવ—સમભાવ જાગૃત થયેલો હોય છે, તે જ પુરૂષ અનંત જીવનનો ભોક્તા થઇ શકે છે. જેણે પોતાના નાશવંત શરીર ઉપર આધાર નહિ રાખતાં મ્હોટે ભાગે મહાન્ નિયમ ઉપર આધાર રાખ્યો છે, તે અનંત આનંદનો ભોક્તા થવાને પાત્ર બન્યો છે. આવા પુરૂષ માટે શોક કે દિલગીરી કે નિરાશાને વાસ્તે આ જગતમાં સ્થાન જ નથી. જ્યહાં સઘળી સ્વાર્થી તૃષ્ણાઓ નાશ પામી ત્યહાં દુઃખ સંભવી શકે જ નહિ; અને ' જે બને છે, તે પોતાના લાભને માટેજ બને છે ' એ નિયમમાં ત્હેને સંપુર્ણ શ્રદ્ધા હોવાથી તે સંતુષ્ટ રહે છે;

કારણ કે હવે તે હું નો પૂજારી નથી પણ અનંત જીવનનો ઉપાસક છે. જગતમાં બનતા ફેરફારોથી ત્હેની સમતોલવૃત્તિ ડગતી નથી. જ્યહારે તે જગતમાં લડાઇઓ અથવા થનાર લડાઇની બૂમો સાંભળે છે, ત્યહારે ત્હેની શાન્તિમાં ભંગ થતો નથી. મનુષ્યો જ્યહારે ક્રોધાતુર અથવા ઈર્ષ્યાળુ અને કલહપ્રિય થાય છે, ત્યહારે પણ તે તો દયા અને પ્રેમ જ દર્શાવે છે. જો કે બાહ્ય દેખાવો ગમે તેવા દેખાય તો પણ ત્હેને સંપૂર્ણ શ્રદ્ધા છે કે જગત્ આગળ વધ્યાં જ કરે છે.

જ્યહારે આકાશમાં ભારે તોફાન થાય છે, ત્યહારે કોઇ પણ ખીજવાટ પામતું નથી, અથવા ક્રોધાતુર થતું નથી; કારણ કે લોકો જાણે છે કે થોડા સમય પછી તે શાન્ત પડી જશે અને આકાશ હતું એવું અથવા તે કરતાં પણ સુંદર થોડા વખતમાં થઈ જશે. તેવીજ રીતે જ્યહારે પક્ષની મારામારીઓ આ જગત્માં ચાલી રહેલી હોય છે, અને જ્યહારે હાથીને જ જોનારા ૭ આંધળાની માફક સૌ કોઈ પોતપોતાનો પક્ષ ખેંચી રહેલું હોય છે ત્યહારે પણ જ્ઞાની પુરૂષો—ખરા જ્ઞાની પુરૂષો દયા અને સત્યપૂર્ણ નજરથી જુએ છે અને જાણે છે કે **આ પક્ષાપક્ષી પણ ચાલી જશે, અને આ સત્યની વિવિધ બાજુઓની ખેંચતાણમાંથી તે પરમસત્ય વધારે ભવ્ય સ્વરૂપમાં જગત્ આગળ પ્રકટી નીકળશે.**

---



# પ્રકરણ ૫ મું.

## संतो, महात्माओ अने जगदुद्धारको.

### एमनो परमधर्म–' सेवा '.



સર્વગત પ્રેમ એ મનુષ્યના જીવનની પરકાષ્ટા અને આ જગત ઉપર જ્ઞાનનો અંતિમ ઉદ્દેશ છે. જે પ્રમાણમાં મનુષ્ય પ્રેમ **બતાવી** શકે, તે પ્રમાણમાં તેણે પ્રેમનો **અનુભવ કર્યો** છે, એમ ગણી શકાય. જ્હેનું જીવન પ્રેમના સૂત્રથી ચાલતું નથી, ત્હેનો આત્મા સત્યના માર્ગથી ઘણોજ વિમુખ છે. જેઓમાં મતાંતરસહિષ્ણુતા ( toleranco ) નથી અને જેઓમાં બીજાને ધિક્કારવાનો ભાવ વ્યાપી રહેલો છે, તેઓ પોતાને મ્હોટામાં મ્હોટા ધર્મના માનનારા ગણાવે, છતાં ખરેખર તો તેઓએ સત્યનો બહુ જુજ ભાગ મેળવ્યો છે. તેથી ઉલટું જેઓમાં ધીરજ છે, જેઓ

શાંત મનથી અને પક્ષપાત વિના સઘળી તરફના અભિપ્રાયો સાંભળે છે અને ત્યાર પછી પોતે અમુક પ્રશ્ન યાને સિદ્ધાંત ઉપર અમુક અભિપ્રાય બાંધે છે, અથવા બીજાઓને તેવો અભિપ્રાય બાંધવા દોરે છે, તેઓએ જ સત્યનો મ્હોટો ભાગ અનુભવ્યો છે, એમ માની શકાય. જ્ઞાનની છેવટની કસોટી એક જ સવાલમાં આવી જાય છે. તે મનુષ્ય કેવા પ્રકારનું **જીવન ગાળે છે**? ત્હેના દરેક **કાર્યમાં** ત્હેની **વૃત્તિ** કેવા પ્રકારની છે? કસોટી અને લાલચના પ્રસંગે તે કેવી રીતે **વર્તે છે**? આ સવાલોના જવાબ ઉપરથી મનુષ્યના જ્ઞાનની પરીક્ષા થાય છે. ઘણા મનુષ્યો બહાદુરીથી અને અભિમાન સાથે જણાવે છે કે તેઓએ સત્ય જાણ્યું છે, પણ તેઓનો **જીવનવ્યવહાર** તપાસતાં જણાય છે કે તેઓ શોક કે નિરાશા કે વિકારોથી ક્ષણે ક્ષણે દોરવાઇ જતા હોય છે. અને કસોટીના નજીવા પ્રસંગમાં પણ તેઓ સત્યને કોરાણે મૂકી સામાન્ય મનુષ્યની માફક વર્તતા જણાય છે. સત્યમાં મ્હોટામાં મ્હોટો ગુણ એ છે કે સત્ય અવિચળ છે. જે મનુષ્યે સત્યનો આશ્રય લીધો હોય તે મનુષ્ય સદ્દગુણમાં દૃઢ હોવો જોઇએ અને વિકારો કે હલકી ખાસીયતો કે ઇન્દ્રિયોના જુસ્સાઓથી તે દોરવાઇ જવો જોઇએ નહિ.

મનુષ્યો નાશવંત સિદ્ધાંતો રચે છે અને ત્હેને 'સત્ય' તરીકે ઓળખાવે છે. 'સત્ય' કોઇથી **રચી** શકાય નહિ. 'સત્ય' એ **બુદ્ધિની** પેલીપાર છે. સત્યનો **અભ્યાસ** પાડવાથી સત્યનો **અનુભવ** થઇ શકે, અને તે **શુદ્ધ હૃદય** અને **ઉચ્ચ જીવનમાં જ** વ્યક્ત થઇ શકે છે. ત્હારે આટલા બધા ધર્મો, પક્ષો અને સંપ્રદાયોમાં સત્ય કોની પાસે છે? જે સત્ય પ્રમાણે **વર્તે** છે ત્હેની પાસે તે છે; જે સત્યને **જીવનવ્યવહારમાં** યોજે છે, ત્હેની પાસે તે છે; જે મનુષ્ય પક્ષોની મારામારીથી છુટો થએલો છે અને જે આત્મસંયમ કરીને પક્ષની ખેંચતાણમાં પડતો નથી પણ સઘળા કંકાસ, પક્ષપાત અને દ્વેષથી મુક્ત થઇ એ-

ક્રમે શાન્ત, જીતેંદ્રિય, આત્મસંતુષ્ટ અને ઉદ્વેગરહિત બેસે છે, અને પોતાની અંદર રહેલા દિવ્ય સ્વભાવનો પૂર્ણપ્રેમ સર્વ ઉપર બતાવે છે તે **મનુષ્ય પાસે ' સત્ય '** છે–તે જ મનુષ્ય પાસે ખરૂં સત્ય છે.

જે મનુષ્ય સઘળા સંજોગોમાં ધૈર્યવાન્, શાન્ત, નમ્ર અને ક્ષમાવાન્ હોય છે, તે જ સત્યને પ્રકટ કરે છે. શબ્દોની દલીલોથી અથવા વિદ્વત્તાભરી ટીકાઓથી સત્યની સાબીતી આપી શકાય નહિ; કારણ કે જો મનુષ્યોને અનંત ધૈર્ય, અખંડ શાન્તિ, શાશ્વત ક્ષમા અને સર્વ વ્યાપ્ત પ્રેમમાં સત્ય ન જણાય તો કોઈ પણ **શબ્દો** સત્યની સાબીતી હેમને આપી **શકશે** નહિ.

જ્યહારે ક્રોધી મનુષ્ય એકલો હોય અથવા શાન્તિના વાતાવરણમાં હોય, ત્હારે શાન્ત રહેવું એ હેને વાસ્તે બહુ સુગમ છે. કંજુસ સ્વભાવનો પુરૂષ પણ ત્હેના તરફ જો દયા બતાવવામાં આવે તો દયા અથવા નમ્રતા બતાવી શકે. પણ જે મનુષ્ય **કસોટીના પ્રસંગે** પણ ધૈર્ય અને શાન્તિ બતાવી શકે છે, અને અતિશય ઉદ્વેગ ઉપજાવનારા સંજોગોમાં પણ જે ઉદારતા અને નમ્રતા રાખી શકે છે, તે મનુષ્યે જ–અને ફક્ત તે જ મનુષ્યે નિષ્કલંક સત્ય અનુભવ્યું છે. આનું કારણ એ છે કે આ સદ્ગુણો બહુ ઉચ્ચ દૈવી જીવનને લગતા છે. અને જે મનુષ્યે ઉચ્ચમાં ઉચ્ચ જ્ઞાન મેળવ્યું હોય, જેણે પોતાનો વિકારી અને સ્વાર્થી સ્વભાવ વશ કર્યો હોય, ત્હેને જ ' મહાન્ અનિવાર્ય નિયમ'ની સંપૂર્ણ શ્રદ્ધા થઈ હોય; અને જેણે તે નિયમ પ્રમાણે પોતાનું વર્તન દોરવ્યું હોય તે જ મનુષ્યમાં આ **સત્ય પ્રકટ** થઈ શકે છે.

મનુષ્યોએ સત્ય સમ્બન્ધી નકામી અને જુસ્સાભેર દલીલોને જતી કરવી જોઈએ છે; અને જેથી ઐક્ય, શાન્તિ, પ્રેમ અને શુભ ભાવના જાગૃત થાય તેવું **વિચારવું** જોઈએ, **બોલવું** જોઈએ અને **કરવું** જોઈએ. વળી મનુષ્યોએ હૃદયને શુદ્ધ કરનારા સદ્ગુણોનું સેવન કરવું

જોઇએ, અને જે સત્ય મનુષ્યને અજ્ઞાન અને દુરાચારથી છોડાવે છે અને જે મનુષ્યના હૃદયને અંધકારમય બનાવનાર તેમજ ભૂલા ભમતા આત્માઓના માર્ગને અજ્ઞાનમાં ઘસડી જનાર એવા સર્વ પાપોથી મુક્ત કરે છે, તે સત્યને નિરભિમાન વૃત્તિથી અને ઉદ્યોગથી ઢુંઢવું જોઇએ. આ જગતમાં એકજ સર્વવ્યાપી નિયમ છે, જે આ વિશ્વનું **કારણ** અને **પાયો** છે; અને તે નિયમ **પ્રેમનો** નિયમ છે. જૂદા જૂદા જમાનામાં જૂદી જૂદી પ્રજાના લોકોએ ત્હેને વિવિધ નામથી ઓળખ્યો છે; છતાં સત્યની બારીક નજરથી તપાસતાં આ વિવિધ નામોમાં એકજ અવિચળ તત્ત્વ યા નિયમ આવી રહેલો જણાય છે. અમુક નામો, અમુક પક્ષો, અમુક સંપ્રદાયો અને અમુક મનુષ્યો ચાલ્યા જાય છે, પણ **પ્રેમનો નિયમ** તો **શાશ્વત** છે. આ નિયમનું જ્ઞાન સંપાદન કરવું ત્હેની સાથે ઐક્ય અનુભવવું એ જ અમર અજય્ય અને અવિનાશી થવાનો ઉત્તમ માર્ગ છે.

આત્મા આ નિયમનો અનુભવ કરે **તે માટે જ** મનુષ્યો વારંવાર જન્મ લે છે, દુઃખ ભોગવે છે અને મરણ પામે છે; જ્યહારે ત્હેનો સાક્ષાત્કાર થાય છે ત્યહારે દુઃખ બંધ પડે છે, ઉપાધિ ચાલી જાય છે, સ્થૂળ જીવન અને મરણ ત્હેને વાસ્તે રહેતાં નથી; કારણ કે તેના ચૈતન્યે હવે અનંત જીવનનો અનુભવ કરી લીધો છે.

આ પ્રેમનો મહાન્ નિયમ કોઇ પણ **મનુષ્ય**પર આધાર રાખતો નથી. ત્હેનું ઉચ્ચમાં ઉચ્ચ પ્રકટ સ્વરૂપ તે **સેવા** છે. જ્યહારે શુદ્ધ હૃદયવાળા પુરૂષને સત્યનો અનુભવ થાય છે, ત્યહારે તેને મ્હોટામાં મ્હોટો અને પવિત્રમાં પવિત્ર આત્મભોગ આપવો પડે છે.

સત્ય એ બહુ સાદું છે. તે જણાવે છે કે "હું પણાનો ત્યાગ કરો; મ્હારી પાસે આવો અને હું ત્હમને અખંડ શાન્તિ આપીશ."

પર્યંત જેટલાં ભાષ્યો અને ટીકાઓ રચવામાં અશક્ત છતાં સત્યને વાસ્તે આતુરતાથી તલસતા હૃદયથી સત્ય કદાપિ છાનું રહેતું નથી. સ્વાર્થમાં ભૂલા ભમતા અને અજ્ઞાની પુરૂષો તે સત્યને ગમે તેવા દાંભીક પોશાકમાં ઢાંકી દે, છતાં સત્યની સાદાઈ અને પારદર્શકપણું જરા પણ બદલાતાં નથી, તેમજ ઝાંખાં પડતાં નથી; અને નિ:સ્વાર્થી હૃદય તો હેનું દિવ્ય તેજ ગમે તે સ્થળે તેમજ ગમે તે સમયે નિરખી શકે છે, અને ગ્રહણ પણ કરી શકે છે. મ્હોટી મ્હોટી વાગ્જાળો રચવાથી, અથવા ન્યાયના વ્યુત્પત્તિવાદ કે તર્કવાદવડે પણ જે સત્ય હાથમાં આવતું નથી તેજ સત્યની ઝાંખી, આંતર્ શુદ્ધિનું થાન વણવાથી તેમજ નિર્દોષ જીવનનું ભવ્ય મંદિર રચવાથી તુરતજ થવા માંડે છે. સંત, મહાત્મા કે જગદુદ્ધારકનું ખાસ કીર્તિમંત લક્ષણ એ હોય છે કે તેણે અપૂર્વ નમ્રતા અને ઉમદા નિ:સ્વાર્થતાનો સાક્ષાત્કાર કર્યો છે. તેણે સર્વસ્વનો ત્યાગ કરેલો હોવાથી–છેવટે હુંપણાનો પણ ત્યાગ સ્વીકારેલો હોવાથી હેનાં સઘળાં કામો પવિત્ર અને ચીરસ્થાયી હોય છે. કારણકે તે સ્વાર્થના પાશથી મુક્ત હોય છે. તે **આપે** છે, પણ કદાપિ **બદલાની આશા રાખતો નથી;** તે ભૂતકાળને વાસ્તે **પશ્ચાત્તાપ** કર્યાં વગર, અથવા ભવિષ્યકાળને વાસ્તે **આશા** રાખ્યા સિવાય **કામ કર્યે જાય** છે અને તે કદાપિ ખિન્ન થતો નથી.

ખેડુત જ્હારે ખેતર ખેડે છે, જમીનમાં ખાતર નાખે છે અને બીજ વાવી રહે છે ત્યહારે તે કહે છે કે " **કરવા યોગ્ય સઘળું કામ** હું કરી ચૂક્યો છું. " પછી તે કુદરત અર્થાત્ હવા, પાણી, તાપ વગેરેને પરિણામ સોંપી દે છે.

પાક લણવાનો સમય થાય ત્હાં સુધી ધૈર્ય રાખી તે બેસી રહે છે. તે ગમે તેટલી ઉતાવળ કરે અથવા રાહ જોયાં કરે તેથી હેના કાર્યના **પરિણામ**માં જરામાત્ર પણ ફેર પડશે નહિ. તે જ પ્રમાણે

જેણે સત્યનો અનુભવ કર્યો છે, તે મનુષ્ય ભલાઇ, પવિત્રતા, પ્રેમ અને શાન્તિનાં બીજ સ્થળે સ્થળે રોપતો જાય છે. તે ફળની જરા પણ રાહ જોતો નથી, અને ત્હેનું શું પરિણામ આવશે ત્હેની આશા વિના કાર્ય કર્યે જાય છે. ત્હેને સંપૂર્ણ શ્રદ્ધા છે કે આ વિશ્વમાં પ્રવર્તતા સનાતન અને અચળ નિયમ પ્રમાણે ત્હેના કાર્યનું જે ફળ આવવું યોગ્ય હશે તે જ પ્રમાણે આવશે.

તદ્દન નિઃસ્વાર્થી જીવનની ઉચ્ચ સાદાઇ સામાન્ય મનુષ્યો સમજતાં નથી અને તેઓ પોતાના ધર્મસંસ્થાપકને એક દિવ્ય ચમત્કાર ( અચ્છેરા—આશ્ચર્ય ) રૂપ ગણે છે. વસ્તુના સ્વરૂપ કરતાં કાંઇક જૂદાજ પ્રકારનો તે બનાવ હોય તેમ તેઓ માને છે, અને વિશેષમાં એમ પણ જણાવે છે કે એવી સ્થિતિ કોઇથી મેળવી શકાય નહિ. મનુષ્ય માત્રમાં ઉચ્ચમાં ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરવાની શક્તિ રહેલી છે એ વિચારને તોડી નાખનારી આ અશ્રદ્ધા ( ખરેખર તે અશ્રદ્ધા જ છે ) મનુષ્યના ઉચ્ચ અભિલાષોને કુહાડીરૂપ નીવડે છે, અને દુઃખ અને પાપના સજ્જડ દોરડાવડે મનુષ્યને બાંધી લે છે. પણ આ અશ્રદ્ધા અજ્ઞાનને લીધે ઉદ્ભવેલી છે.

મહાન્ પુરૂષો જન્મથી જ મહાન્ હોતા નથી, પણ પોતાનાં કાર્યોથી મહાત્માઓ થાય છે. શ્રીમહાવીર સર્વજ્ઞ થયા તે પોતાના જ્ઞાનબળ અને તપોબળથી જ. મહાત્મા બુદ્ધ પણ બુદ્ધપણું પોતાનાં આત્મ સામર્થ્યથી જ મેળવી શક્યા.

આ પ્રમાણે દરેક મહાન્ પુરૂષ સ્વસામર્થ્યથી અને આત્મભોગનો સતત અભ્યાસ પાડીને જ ' મહાન્ પુરૂષ ' ના પદને લાયક થયા છે.

જે પદ તેઓએ મેળવ્યું, તે પદ આપણે પણ મેળવી શકીએ. આપણામાં પણ ત્હેમના જેવા જ દિવ્ય આત્મા બિરાજે છે. જો ત્હમને આ રીતે ત્હમારા દિવ્ય હક્કની શ્રદ્ધા ઉત્પન્ન થાય, ત્હમારામાં

પણ મહાત્માપણું મેળવવાનું સામર્થ્ય રહેલું છે એવો ચોક્કસ વિશ્વાસ થાય, અને આત્મનિરીક્ષણથી અને આત્મભોગના સતત અભ્યાસથી **ત્હમે** પણ ઉચ્ચ દશા પ્રાપ્ત કરી **શકશો** એવી દૃઢ પ્રતીતિ થાય, **તો પછી** જરૂર ત્હમે ત્હમારી હલકી ખાસીયતોને કાબુમાં લાવી શકશો, અને ત્હમારી સન્મુખ પ્રાપ્ત કરવા લાયક ઉચ્ચ અને ભવ્ય સ્થિતિ રજુ થશે.

જે કાંઈ સંતો, મહાત્માઓ અને જગદુદ્ધારકો સાધી **શકયા** છે તે, **ત્હમે** પણ સાધી **શકો.** જો ત્હમે આત્મભોગ અને સ્વાર્થ ત્યાગના માર્ગે ચાલો તો ત્હમે પણ જરૂર સાધ્યસિદ્ધિ કરી શકો.

સઘળા મહાન્ ઉપદેશકોએ–ધર્મગુરૂઓએ અંગત મોજમજા, સુખનાં સાધનો અને ઇનામોનો ત્યાગ કર્યો છે, સાંસારિક પદવીઓને છોડી દીધી છે, અને અપરિમિત તથા અમર સત્યનો ઉપદેશ આપ્યો છે, એટલુંજ નહિ પણ ત્હેમણે પોતે જાતે પણ તે સત્ય પ્રમાણે જીવન ગાળ્યું છે. ત્હમે તેવા મહાન્ પુરૂષોનાં જીવન તપાસો અથવા તો તેઓનો ઉપદેશ સરખાવો તો ત્હમને એક સરખો આત્મભોગ, એક સરખી નમ્રતા, એક સરખો પ્રેમ અને એક સરખી શાન્તિનો ઉપદેશ તેમજ આચરણ માલૂમ પડશે. તેઓએ એક સરખાંજ શાશ્વત તત્ત્વો શિખવ્યાં છે કે જેનો અનુભવ કરવાથી દુઃખ માત્ર નાશ પામે છે. જે મનુષ્યો આ જગતમાં પૂજ્ય પુરૂષો તરીકે ગણાય છે, અને જગત્ જેમની ભક્તિ કરે છે, તે સર્વ, **મહાન્ પ્રેમના નિયમનાં પ્રકટ સ્વરૂપો** હતાં; અને તેઓ આ પ્રમાણે પ્રેમના સ્વરૂપ હોવાથી વિકારો અને પક્ષપાતથી મુક્ત હતા. તેઓએ કદાપિ કોઇને એક 'વાડા'માંથી બીજા 'વાડા'માં ખેંચવા અથવા શિથિલ કરવા પ્રયત્ન કર્યો નથી. ઉચ્ચમાં ઉચ્ચ ભલાઈ અને ઉચ્ચમાં ઉચ્ચ પવિત્રતામાં રમનારા હોવાથી, તેઓનો જીવનઉદ્દેશ પોતાના વિચાર, વચન અને કાર્યમાં ઉચ્ચતા પ્રકટ કરીને

**મનુષ્ય** જાતિને ઉચ્ચ માર્ગે લઇ જવાનો જ હતો. તેઓ એક તરફ **મનુષ્ય** અને બીજી તરફ અનંતજીવનની વચ્ચે ઉભેલા હોય છે, **અને** પોતાના અનુપમ દૃષ્ટાન્તથી જાતે જ બંધનમાં પડેલી મનુષ્ય જાતિને મુક્તિ માર્ગ દર્શાવનાર તરીકે મનુષ્યજાતિની **પરમસેવા** બજાવે છે,—હા 'સેવા' બજાવે છે.

મતવાદીઓ પૂર્ણ જુસ્સાથી પોતાના ધર્મના કાનુનોનો બચાવ કરીને એટલેથી જ ન અટકતાં ત્યહાં સુધી જણાવે છે કે પરધર્મવાળા કાફર છે, નાસ્તિક છે, મિથ્યાત્વી છે, દુર્વન્ધ છે, મ્લેચ્છ છે, અથવા તો નિન્હવ છે. આ રીતે તેઓ જૂદા જૂદા જમાનામાં—જૂદી જૂદી જરૂરીઆતો વખતે ખોધાયલાં જૂદાં જૂદાં સત્યનાં સુંદર રૂપો જાણવાથી બેનશીબ રહે છે અને જે સત્ય અમુક રૂપવડે ઓળખાતું ન હોય તે બીજા કોઈ રૂપથી ઓળખાવા પામત એ લાભ પણ આવા દુરાગ્રહથી પોતે ગુમાવી બેસે છે અને બીજાને પણ તે લાભ ગુમાવરાવે છે. **સત્ય કદાપિ પરિમિત થઇ શકે નહિ. તે, અમુક મનુષ્ય કે અમુક પંથ કે અમુક પ્રજાનો ખાસ પરવાનો કે ખાસ હક્ક હોઇ શકે નહિ.** જ્યહાં હુંપણું પ્રવેશ કરે છે ત્યાંથી સત્ય ચાલ્યું જાય છે.

જે મનુષ્યને સત્યના માર્ગમાં પ્રવેશ કરવો હોય, તેણે પ્રથમ તો પોતાના મનોવિકારોને કાબુમાં રાખતાં શિખવું જોઇએ. આ જ સદ્-ગુણ છે; આ જ ખરૂં સંતપણું મેળવવાની શરૂઆત છે; અને **સંત-પણું એ પવિત્રતાનો આરંભ છે.** સંસારલુબ્ધ મનુષ્ય ત્હેની **સઘળી** તૃષ્ણાઓને સંતોષે છે, અને જે દેશમાં તે વસતો હોય તે **દેશના કાયદાને બાધ ન આવે તેટલે અંશે** તે પોતાની કામનાઓ પૂર્ણ કરે છે! પણ સદ્ગુણી મનુષ્ય તો પોતાના વિકારોને વશ રાખે છે.

જે ખરો **સંત** છે તે **સત્યના** શત્રુને ત્હેના પોતાનાજ કિલ્લામાં—

હૃદયમાં જ પુરો કરે છે અને સઘળા સ્વાર્થી અને અશુદ્ધ વિચારોને દબાવી દે છે. તેવો પુરૂષ વિકારોથી મુક્ત હોય છે અને જેવી રીતે સુગંધ અને સૌંદર્ય એ પવિત્ર પુષ્પના સ્વભાવિક ગુણો છે, તેમ ભલાઈ અને પવિત્રતા ત્હેને સ્વાભાવિક થઈ રહેલી હોય છે. પવિત્ર મનુષ્ય જ ખરો જ્ઞાની છે. તે પુરૂષ સત્ય ત્હેના સંપૂર્ણ અંગમાં જાણી શકે છે, અને અનંત શાન્તિ અને આરામ અનુભવી શકે છે. પવિત્રતા એ જ્ઞાનનું પરમ ચિન્હ છે. શ્રીકૃષ્ણે અર્જુનને ભગવદ્ગીતામાં કહ્યું છે કેઃ—

**अमानित्वमदम्भित्वमहिंसा क्षान्तिरार्जवम् ।**
**आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥१॥**
**इन्द्रियार्थेषु वैराग्य मनहंकार एवचं ।**
**जन्ममृत्यु जराव्याधि दुःखदोषानुदर्शनम् ॥२॥**
**असाक्तिरनभिष्वंगःपुत्रद्दार गृहादिषु ।**
**नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥३॥**
**अध्यात्मज्ञानानित्यत्वं तत्त्वज्ञानार्थदशर्नम् ।**
**एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥ ४ ॥**

નમ્રતા, નિરભિમાન, અહિંસા, ક્ષાન્તિ, સરલતા, ગુરૂભક્તિ, પવિત્રતા, સ્થિરતા, આત્મસંયમ, ઇન્દ્રિયોના વિષયોથી વિરક્તિ, અહંકારરહિતપણું, જન્મ–જરા–મૃત્યુ–દુઃખ વગેરેના દોષોનું અવલોકન, પુત્ર સ્ત્રી–ઘર વગેરેમાં આસક્ત કે તલ્લીન ન થવું તે, ઇષ્ટ અને અનિષ્ટ પ્રસંગોમાં સમતોલવૃત્તિ, આત્મજ્ઞાનનું નિત્યસેવન, તત્વજ્ઞાનના પ્રયોજનનું સમજવું—આ સર્વ **જ્ઞાન** છે; તેથી જે **ઉલટું** હોય તે **અજ્ઞાન** સમજવું.

જે મનુષ્ય પોતાની સ્વાર્થીવૃત્તિની સામે નિરંતર લડે છે અને ત્હેનું સ્થાન સર્વવ્યાપક પ્રેમને આપવા ઇચ્છે છે, તેજ **'સંત'** છે. તે જંગલમાં ઝુંપડામાં પડી રહે અથવા તો **જનકવિદેહીની** પેઠે રાજમેહેલમાં બીરાજે, તે બીજાઓને વાણીદ્વારા ઉપદેશ આપે અથવા તો અંધકારમાં પડી રહી બીજાઓને **સુવિચાર** દ્વારા લાભ આપે, છતાં તેવો પુરૂષ ખરો **'સંત'** છે.

**સંસારાસક્ત** જે પુરૂષ **ઉચ્ચ જીવન** ગાળવાની શરૂઆત કરવા માગતો હોય, ત્હેને વાસ્તે જનકવિદેહી જેવો અથવા તો સ્થૂલીભદ્ર જેવો **ઉત્તમ** નમુનો ભાગ્યેજ મળી શકશે. એવા જે યોગી શાંત અને પવિત્ર હોય, જે પાપ અને દુઃખપર જય કરનાર હોય, પશ્ચાતાપ અથવા દીલગીરીના પાશથી જે મુક્ત હોય અને જ્હેને લાલચ કદાપિ અસર કરી શકતી ન હોય—આવા યોગીને સતે પોતાના 'આદર્શ' અથવા નમુના રૂપે માનવો જોઇએ. અને આવા યોગીએ વળી **પોતાના** આદર્શ રૂપ કોઈ **'જગદુદ્ધારક'** ને ગણવો જોઇએ, કે જે જગદુદ્ધારકે પોતાનું જ્ઞાન નિઃસ્વાર્થી કાર્યોદ્વારા **પ્રકટ** કર્યું હોય અને મનુષ્ય જાતિના દુઃખથી ધડકતા હૃદય સાથે દિલસોજી બતાવી બીજાનું ભલું કરવાની દિવ્યશક્તિને વધારે જાગૃત કરેલી હોય.

**બીજાઓનું** ભલું કરવા જતાં **પોતાની જાતને ભુલી જવી** અને સર્વનું ભલું કરવા જતા **હુંપણાને** તદ્દન વિસ્મરી જવું, એજ ખરી સેવા છે.

જે કામ, **વિના સ્વાર્થે** કરાયેલું હોય છે, તે જ ટકે છે. હુંપણાનાં કામો નિઃસત્ત્વ હોય નાશવંત છે.

જ્હાં ન્હાનામાં ન્હાનું કર્ત્તવ્ય પણ સ્વાર્થ વિના, આત્મભોગની વૃત્તિથી ખુશીથી કરવામાં આવ્યું હોય, ત્હાં જ ખરી સેવા અને ચિરસ્થાયી કામ છે. ગમે તેવાં ચળકતાં અને બ્હારથી વિજયવંત જ-

ભાતાં કામો કરવામાં આવ્યાં હોય, પણ જો તે સ્વાર્થવૃત્તિથી કરવામાં આવ્યાં હોય તો ત્હાં સેવાના નિયમનું અજ્ઞાન છે, અને એટલાજ કારણથી તે કામો જરૂર નિષ્ફળ જવાનાં.

આ જગતે એક મ્હોટો દિવ્ય અને ઉમદા પાઠ શિખવાનો છે. અને તે **નિષ્કામ સેવા** અથવા **સ્વાર્થરહિત આત્મભોગ** છે.

જે મનુષ્યો આ નિયમ સમજ્યા છે, જેમણે આ નિયમને પાળ્યો છે અને આ નિયમનો ઉપદેશ આપ્યો છે. તેઓ જ આ જગતના 'સંતો' 'મહાત્માઓ' અને 'જગદુદ્ધારકો' છે.

આખા વિશ્વનાં મહાન્ ધર્મશાસ્ત્રો ત્હેનો જ ઉપદેશ આપવાને રચાયાં છે, અને સઘળા મહાન્ સંતોએ જૂદા જૂદા જમાનાને ધ્યાનમાં લઇને જૂદા જૂદા રૂપમાં વારંવાર ત્હેનો જ બોધ આપ્યો છે.

જગત્ આ નિયમોનો તિરસ્કાર કરી સ્વાર્થના ફંદામાં ફસાયેલું છે, ત્હેને આ નિયમ **દેખીતો** બહુ સરલ ભાસે છે, પણ જ્યારે ત્હેને **અમલમાં** મૂકવાનો પ્રસંગ આવે છે ત્હારે નિયમ કેવો દુષ્કર છે ત્હેનું ભાન થાય છે.

શુદ્ધ હૃદય એ દરેક ધર્મના અંતિમ ઉદ્દેશ અને દિવ્યતાનું પ્રથમ પગથિયું છે. આ શુદ્ધતાની શોધ કરવી તેજ સત્ય અને શાન્તિને માર્ગે ચાલવારૂપ છે. જે મનુષ્ય આ માર્ગે દાખલ થાય છે તે ઘણા જૂજ સમયમાં અમરત્વનો અનુભવ કરે છે. તે અનુભવ થવાથી તે જન્મમરણના ચક્રમાંથી બચી જાય, અને ત્હેને તે વખતે જ્ઞાન થાય છે કે આ જગતમાં કરાયલો એક ન્હાનામાં ન્હાનો પ્રયત્ન પણ નિષ્ફળ નીવડતો નથી.



# પ્રકરણ ૬ ઠ્ઠું.

## संपूर्ण शान्तिनो अनुभव.



આ જગતમાં જ્યાં ત્યાં ઉદ્વેગ, ફેરફાર અને અશાન્તિના પ્રસંગો નિરંતર જોવામાં આવે છે. પણ સર્વ વસ્તુઓના મધ્ય ભાગમાં તો અખંડ શાન્તિ વ્યાપી રહેલી છે. આ અખંડ શાન્તિમાં અનંત જીવનનો અનુભવ થાય છે.

મનુષ્યમાં આ બન્ને સ્વભાવનું મિશ્રણ છે. બાહ્ય ફેરફાર અને ઉદ્વેગ તેમજ શાન્તિનું પરમસ્થાન મનુષ્યના હૃદયમાં જ છે.

સમુદ્રમાં એવાં ઉંડાં શાન્તિનાં સ્થળો આવેલાં હોય છે કે જ્યાંની શાન્તિમાં ભારેમાં ભારે તોફાન કે મોજાઓ પણ ભંગ પાડી શકે નહિ; તેવીજ રીતે મનુષ્યના અંતઃકરણમાં એવાં ઉંડાં શાન્તિનાં સ્થળો છે કે જ્યાં પાપ અને દુઃખનાં મોજાં પ્રવેશજ પામી શકતાં નથી. આ શાન્ત સ્થળે પહોંચવું અને ત્હેની અંદર **ભાનપૂર્વક** રહેવું એ જ શાન્તિનો **અનુભવ** છે

જગતમાં કલહકંકાસ ચારે બાજુએ ફેલાયેલો જણાય છે, પણ આ વિશ્વના મધ્ય ભાગમાં—હૃદયમાં તો સમભાવનું સામ્રાજ્ય વ્યાપી રહેલું છે.

મનુષ્યનો આત્મા પરસ્પરવિરોધી વિકારો અને શોકથી ઘેરાયેલો હોવાથી અનેક પ્રકારનાં દુઃખનો કડવો અનુભવ કરીને છેવટે નિર્દોષ સ્થિતિરૂપી સમભાવ તરફ અથડાતો કુટાતો પ્હોંચે છે. પણ આ સમભાવ તરફ આવવું અને તે સ્થિતિમાં અખંડ ટકી રહેવું એ જ પરમ શાન્તિ છે.

દ્વેષ, મનુષ્યોનાં હૃદયને જૂદાં પાડે છે, લોકોને હેરાન કરવાના સાધનોને પુષ્ટિ આપે છે, અને પ્રજાઓને નિર્દય લડાઈઓમાં હોમે છે; છતાં અંતે મનુષ્યો આ લડાઈઓનાં ઘાતકી પરિણામોથી ત્રાસ પામી સંપૂર્ણ પ્રેમની છાયા નીચે વસવાને ચ્હાય છે અને સંપૂર્ણ પ્રેમમાં અભંગ વિશ્વાસ રાખે છે. આ પ્રેમનો આશ્રય લેવો, અને પ્રેમમય જીવન ગાળવું એ જ પરમશાન્તિ છે. આંહરશાન્તિ, આ મૌન, આ સમભાવ, આ પ્રેમ—આ સર્વ **સ્વર્ગનું રાજ્ય** છે; પણ ત્યાં પ્રવેશ પામવો એ દુષ્કર છે; કારણ કે થોડા જ મનુષ્યો હુંપણાનો—મમત્વનો સ્વાર્થનો ત્યાગ કરી નિર્દોષ બાળક જેવા થવાને ઇચ્છા ધરાવે છે. એક સહૃદય કવિએ લખ્યું છે કેઃ—

Heaven's gate very narrow and minute,
It cannot be perceived by foolish men
Blinded by vain illusions of the world;
E'en the clear-sighted who discern the way
And seek to enter, find the portal barred,
And hard to be unlocked. Its massive bolts
Are pride and passion, avarice & lust.

સ્વર્ગનો દરવાજો બહુ સાંકડો અને ન્હાનો છે, જગતની ખોટી ભ્રમણાઓથી અંધ બનેલા મૂર્ખ મનુષ્યોથી કદાપિ તે જોઈ શકાશે નહિ. ખુલ્લી દૃષ્ટિવાળા જેઓએ માર્ગ જોઈ શકે છે, અને ત્હેમાં દાખલ થવાને ઇચ્છે છે, તેઓ પણ દરવાજાનાં બારણાં બંધ થયેલાં અને ત્હેનું તાળું સજ્જડ બંધ કરેલું જુએ છે. ત્હેની મ્હોટી ભૂંગળો અભિમાન, ક્રોધ, લોભ અને કામ છે.

જ્યહાં શાન્તિ નથી પણ ઉલટું ભિન્નતા, અશાન્તિ અને મારામારી હોય છે, ત્યહાં લોકો ' શાન્તિ ! શાન્તિ ! ' એવી પોકળ બુમો પાડે છે. જ્યહાં સ્વાર્થત્યાગરૂપ ઉચ્ચ જ્ઞાન નથી, ત્યહાં શાશ્વત શાન્તિનો કદાપિ સંભવ હોઇ શકે નહિ.

સામાજીક સુખનાં સાધનોથી, અથવા ક્ષણિક સુખ આપનારી વસ્તુઓના ઉપભોગથી, અથવા સાંસારિક જીતથી મળનારી શાન્તિ એ તો સ્વભાવથી જ ક્ષણભંગુર છે, અને ભારે કસોટીના પ્રસંગરૂપી તાપથી તે તદ્દન બળીને ખાખ થઈ જાય છે.

કેવળ સ્વર્ગીય શાન્તિ સઘળી કસોટીઓના પ્રસંગે પણ ટકી શકે છે; પણ તેવી શાન્તિ કેવળ નિઃસ્વાર્થી હૃદય જ અનુભવી શકે છે.

પવિત્રતા એજ શાશ્વત શાન્તિ છે. આત્મસંયમ તે શાન્તિ માર્ગે લેઇ જાય છે, અને જ્ઞાનનો વધતો જતો પ્રકાશ યાત્રાળુને ત્હેના માર્ગે દોરવે છે. જેવો મનુષ્ય સદ્‌ગુણી જીવન ગાળવાને પ્રયાસ કરે છે કે તરત જ આ શાન્તિની કાંઈક ઝાંખી ત્હેને થવા માંડે છે, પણ જ્યહારે તે હું પણાને ત્યાગી દે છે અને તદ્દન નિર્દોષ જીવન ત્હેના પરિણામે થાય છે, ત્યહારે આ શાન્તિ ત્હેના પૂર્ણ સ્વરૂપમાં અનુભવાય છે.

પ્રિય વાંચક ! જો તું કદાપિ બુઝાય નહિ તેવો પ્રકાશ, કદાપિ અંત ન આવે તેવો આનંદ અને કદાપિ ભંગ ન પડે તેવી શાન્તિ અનુ-

ભવવાને ઇચ્છા રાખતો હોય જો તું હારા પાપને પાછળ મૂકી આગળ વધવા માગતો હોય જો તું આ અનંતજીવનનાં—મુક્તિનાં સુખ લેવા મ્હાતો હોય તો હું તને ભાર દઇને જણાવું છે કે, હારા આત્માપર જય મેળવ; હારા દરેક વિચાર, માનસિક ઉભરા અને તૃષ્ણાને હારી અંદર રહેલી દિવ્યશક્તિને અનુકૂળ બનાવ. શાન્તિ મેળવવાનો આ સિવાય બીજો કોઈ માર્ગ નથી, અને જો તું તે પ્રમાણે ચાલવાને ના પાડતો હોય તો પછી તું ગમે તેટલી પ્રાર્થના કરે અને ગમે તેટલી ક્રિયાઓ કરે તે સર્વ નિષ્ફળ અને નિરૂપયોગી થશે, અને દેવો કે દેવદૂતો હને મદદ કરી શકશે નહિ. જે મનુષ્ય પોતાની જાતને વશ કરે છે, તે મનુષ્ય દિવ્યજ્ઞાનનો અને શાશ્વત આનંદનો અધિકારી બને છે. તે, બીજા શબ્દોમાં કહીએ તો, દિવ્યતાનો અનુભવ લેવાને નવા જન્મ ધારણ કરે છે.

પ્રિય વાચક ! થોડા સમયને સારૂ બાહ્ય વસ્તુઓથી, ઇન્દ્રિયોનાં સુખોથી, બુદ્ધિની ચીકણી દલીલોથી, જગતના આશ્ચર્ય ઉત્પન્ન કરનારા પ્રસંગોથી વેગળો ખસી જા, અને હારા હૃદયમંદિરના ઉંડામાં ઉંડા દિવાનખાનામાં પ્રવેશ કર. ત્હાં રહેલા દરેક પ્રકારના સ્વાર્થી અને અપવિત્ર વિચારોથી મુક્ત થવાથી તું ત્હાં અખંડ મૌન, પવિત્ર શાન્તિ અને આનંદમય સ્થિરતા અનુભવીશ. જો કે તે પવિત્ર જગ્યામાં તું થોડો જ વખત રહી શકે; પણ ત્હાં તું ધ્યાન ધરે તો હારાં નિર્દોષ જ્ઞાનચક્ષુ ઉઘડી જશે અને વસ્તુઓનું ખરૂં સ્વરૂપ હારા અનુભવમાં આવશે, તત્ત્વને તત્ત્વ રૂપ તું ઓળખીશ. હારી અંદર આવેલું આ પવિત્ર સ્થાન તે જ હારો ખરો અને અમર આત્મા છે. તે જ હારી અંદર રહેલો દિવ્ય અંશ છે. જ્યારે આ અમર આત્મા સાથે હારૂં ઐક્ય તું સાધે ત્યારેજ તું સમ્યગ્ પ્રકારના મનવાળો—સમ્યગ્જ્ઞાની કહી શકાય. તે જ

પરમ શાન્તિનું સ્થળ, જ્ઞાનનું મંદિર અને અમરત્વનું નિવાસ સ્થાન છે.

આ આંતર આશ્રમ સ્થાન, આ જ્ઞાનના પર્વત સિવાય ખરી શાન્તિ અથવા દિવ્યજ્ઞાનનો બિલકુલ સંભવ નથી. અને જો તમે ત્હાં એક મીનીટ, એક કલાક કે એક દિવસ રહી શકો તો પછી ત્હાં તમે નિરંતર ત્રણ રહી શકો.

તમારાં સઘળાં પાપો અને દુઃખો, તમારી ચિંતાઓ અને ભયો તમારાં પોતાનાં બનાવેલાં છે. તમે ત્હેમને વળગી રહો **અથવા તો** તમે ત્હેમનો ત્યાગ કરો. તમે તમારી મેળે જ અશાન્તિને વળગી રહો છો. અનંત શાન્તિ પણ તમે તમારી મેળે જ પ્રાપ્ત કરી શકો છો. તમારાં પાપ તમારે વાસ્તે કોઇથી ત્યાગી શકાય નહિ; તમારે જાતેજ ત્હેને ત્યાગવાં જોઇએ. મ્હોટામાં મ્હોટા ગુરૂ પણ જાતેજ સત્યના માર્ગે ચાલે અને સત્યનો ઉપદેશ આપી તમને તે માર્ગ **દર્શાવી શકે;** પણ તે માર્ગપર **ચાલવાનું** કામ તો તમારૂં છે. તમે તમારા પ્રયત્નથી સ્વતંત્રતા અને શાન્તિ મેળવી શકશો; જે, શાન્તિને વિઘ્નકર્તા હોય અને જે, આત્મા બાંધનાર હોય ત્હેનો ત્યાગ કરીને શાન્તિમાં તમે જાતેજ પ્રવેશ કરી શકો.

દિવ્ય શાન્તિ અને આનંદના દેવદૂતો તમારી સમીપમાં જ છે. જો તમે ત્હેમને જોઇ ન શકો. સાંભળી ન શકો. અથવા ત્હેમની સાથે રહી ન શકો તો ત્હેનું કારણ એજ છે કે તમે તમારા દ્વાર ત્હેમને વાસ્તે બંધ કરો છો અને તમારી અંદર દુષ્ટ સત્વોની દોલત વધારે પસંદ કરો છો. તમે જેવા થવાની ઇચ્છા કરો છો, ચ્હાઓ છો અથવા પસંદ કરો છો તેવા તમે છો અને થાઓ છો. તમે આ નિયમ પ્રમાણે તમારી જાતને શુદ્ધ બનાવવાનો પ્રયત્ન આરંભી શકો અને આમ કરવાથી તમે શાન્તિના માર્ગે દાખલ થઇ શકો. અથવા તો તમારી જાતને શુદ્ધ બનાવવાની ના પાડીને દુઃખમાં ઝુર્યાં કરો.

વ્હાલા વાચક ! ત્હારે હવે **બાજુએ આવ !** જીવનના કલહ અને **ઉદ્વેગમાંથી** જૂદો પડી હું પણાની બળતી આગમાંથી આંતર આશ્રયસ્થાનમાં **પ્રવેશ કર,** જ્યહાં શાન્તિનો ઠંડો પવન તહને શીતળ કરશે, ત્હારામાં નવું જીવન રેડશે અને તહને નવું બળ અર્પશે.

પ્રિય પાઠક ! પાપ અને ચિંતાના તોફાનથી **વેગળો રહી જા !** જ્યહારે શાન્તિનું સ્વર્ગ આટલું બધું સમીપ છે, ત્હારે શા સારૂ તું ચિંતા કરે છે અથવા ઉદ્વેગ ધરે છે ? સ્વાર્થનો ત્યાગ કર, હું પણાને છોડી દે અને જો ! શાન્તિનું રાજ્ય ત્હારા કબજામાં આવી જાય છે કે નહિ ! ત્હારી અંદર રહેલી પાશવ વૃત્તિઓને વશ કર, દરેક સ્વાર્થી તૃષ્ણાને જીતી લે, દરેક કલહ ઉપજાવનાર અવાજને બંધ કર, ત્હારા સ્વભાવની હલકી ધાતુને પ્રેમમય પારસમણિના સ્પર્શથી ઉચ્ચ સ્વભાવમાં ફેરવી નાખવાને પ્રયત્ન કર, એટલે તું જરૂર અપૂર્વ શાન્તિમય જીવનનો સાક્ષાત્કાર કરી શકીશ.

પ્રિય વાચક ! આ પ્રમાણે વશ કરતાં કરતાં, જીવતાં જીવતાં, અને હલકાને ઉચ્ચ સ્વરૂપમાં ફેરવતાં ફેરવતાં, તું માનુષી દેહમાં રહેવા છતાં મર્ત્યપણાના કાળા પાણીને ઓળંગી જ્યઈશ, અને એવે કિનારે પહોંચી જ્યઈશ કે જ્યહાં દુઃખનાં મોજાં કદાપિ અથડાશે નહિ, અને જ્યહાં પાપ, શોક, તથા અશ્રદ્ધાનો પવન પ્રવેશ પામી શકશે નહિ. તે કિનારા ઉપર ઉભા રહીને પવિત્ર, દયાળુ, આત્મસંતુષ્ટ, પ્રબુદ્ધ, અને આનંદમય થઈને તું સુંદર—ભવ્ય અનુભવો કરી શકીશ.

તે વખતે તહમને દુઃખ, દિલગીરી અને પાપનો અર્થ શો છે તે સમજાશે, અને તે બધાનો અંત જ્ઞાનમાં આવે છે એવો **અનુભવ થશે,** અને તેહની સાથે આ જીવનનો હેતુ અને કારણ પણ તહમે જાણી શકશો.

આ અનુભવની સાથે તહમે શાન્તિમાં પ્રવેશી શકશો; કારણકે આ

અનુભવ એ અમરત્વનો આનંદ છે; આ અખંડ આનંદ છે; આ નિષ્કલંક જ્ઞાન છે, પવિત્ર પ્રેમ છે; અને આ જ અને ફક્ત આ જ સંપૂર્ણ શાન્તિનો સાક્ષાત્કાર છે.

**અને આ જ સંસારમાં સુખનું ધામ છે.**

પ્રાણી માત્રને તે સુખનું ધામ પ્રાપ્ત થાઓ !



# આર્યભિષક્.

## અથવા હિંદુસ્તાનનો વૈદ્યરાજ.

**પૂર્વાર્ધ તથા ઉત્તરાર્ધ** બેઉ ભાગો આ બીજી આવૃત્તિમાં ભેગા બાંધેલા છે. કદ રોયલ આઠ પેજી ફોર્મ ૬૭ અને પૃષ્ઠ ૫૩૬ જેટલું મ્હોટું છે. વૈદકના વિષયમાં તે ઘણું ઉપયોગી છે. એની કિંમત પહેલી આવૃત્તિ વખતે રૂ. ૧૦) અને આ બીજી આવૃત્તિની પણ રૂ. ૫) હતી. તેજ હાલ રૂ. ૧॥ માં અને પોષ્ટેજ સાથે રૂ. ૧॥। માં અપાય છે. હજારમાંથી હવે માત્ર બસોજ શીલક છે.

ઉપલા પુસ્તકના ઉપયોગીપણા માટે સુપ્રસિદ્ધ ડૉકટરો અને વૈદો જેવા કે ડૉ. સર ભાલચંદ્ર કૃષ્ણા, ડૉ. કાણે, ડૉ. કુન્તે, વૈદ્યરાજ પ્રભુરામ જીવનરામ, ડૉ. પોપટ પ્રભુરામ વિગેરેએ ઉત્તમ અભિપ્રાયો આપેલા છે.

**આ પુસ્તકમાં બે વિભાગો નીચે મુજબ છે:—**

**(૧) વનૌષધિ ગુણાદર્શ**—જેમાં જુદી જુદી ( ૫૮૭ ) ઔષધીઓનાં નામ તથા ઓળખવાની રીત સાથે તેમાં રહેલા ગુણો અને જુદા જુદા રોગો ઉપર તેનો ઉપયોગ કરવાની રીત તથા બનાવટો છે.

**(૨) સુબોધ વૈદ્યક** એમાં દરેક પ્રકારના રોગો, તેનાં લક્ષણો, ઉત્પન્ન થવાનાં કારણો, તથા તે મટાડવાના સાદા અને ઘરગતુ સંખ્યાબંધ ઉપાયો ઘટતી સૂચના અને વિગતો સાથે આપેલા છે. વળી વાજીકરણ અને ધાતુપુષ્ટીનાં ઔષધો, ધાતુઓનાં શોધન, મારણ તથા વાપરવાની રીતો અને અનુપાનો, અનેક જાતનાં ચૂર્ણ, ગુટિકાઓ, અવલેહો, પાકો, મુરબ્બા, શરબતો વિગેરે બનાવવાની અને વાપરવાની વિધીઓ પણ તેમાં છે. છેવટે ઘોડાઓના રોગ અને ઉપાયો, તથા વૈદકના અઘરા શબ્દોના અર્થ આપેલા છે.

**સ. સા. વ. કાર્યાલય—કાલબાદેવી—મુંબઇ.**

# શ્રી વસિષ્ઠ સાર ગીતા.

આ પુસ્તક '**વસિષ્ઠ સાર**' એ નામના સંસ્કૃત ગ્રંથ ઉપરથી નરહરિ નામના પ્રાચીન જ્ઞાની કવિએ સંવત ૧૬૭૪ એટલે લગભગ ત્રણુસેં વર્ષ પર ગુજરાતી ભાષામાં દુહા ચોપાઇના ઢાળમાં રચેલું છે. અને તે ઉપર રા. રા. છગનલાલ કેવળરામ મહેતાએ ગુજરાતીમાં લખેલી સંક્ષિપ્ત ટીકા સહિત તે બાળબોધી લીપીમાં છપાયલું છે. અને તે શ્રીમંત મહારાજા શ્રી સર સયાજીરાવ ગાયકવાડને અર્પણ કરેલું છે. એમાં દશ પ્રકરણો છે. તે આ પ્રમાણે—(૧) તિવ્ર વૈરાગ્ય, (૨) જગન્મિથ્યા, (૩) જીવન મુક્ત, (૪) મનોલય, (૫) વાસનોપશમ, (૬) આત્મ મનન, (૭) શુદ્ધ નિરૂપણ, (૮) આત્માર્ચન, (૯) જીવાત્મા, (૧૦) બ્રહ્મ નિરૂપણ.

આ પુસ્તકમાંની કવિતા તથા ટીકા સરળ અને સાદી ગુજરાતી ભાષામાં હોવાથી તે સર્વને સમજાય તેવી છે. જીજ્ઞાસુઓને વાંચવા વિચારવાને માટે આ પુસ્તક એક ઉપયોગી સાધનરૂપ છે.

આ પુસ્તક ડેમી આઠ પેજી ૩૫ ફરમાનું એટલે મોટાં ૨૮૦ પૃષ્ઠનું છે. કાગળ જાડા અને ઉંચા છે. પૂઠું પાકું છે. મૂળ કિંમત રૂ. ૧। હાલ ౦॥= છે. બહાર ગામ પોષ્ટેજ સાથે ౦—૧૨—૬

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય ઠે. કાલબાદેવી રોડ—મુંબઇ.**

# સુબોધ રત્નમાળા છત્રીશી.



---

**સૂચના** સસ્તું સાહિત્ય ખાતા તરફની જાહેર ખબરો અહીં પુરી થઈ હવે પછી બહારની જા. ખ. શરૂ થાય છે જેમાં બે પેજ આ ખાતાની જા. નાં પણ પાછાં આવશે. એક જાહેર ખબરોના દરનું અને બીજું આ ખાતામાંથી મળી શકતાં સર્વ પુસ્તકોના લીસ્ટનું છે.

# આ પુસ્તકના લેખકનાં બીજાં સાર્વજનીક પુસ્તકો.

(૧) **હિતશિક્ષાઃ**—માણસાઇના સઘળા ગુણોનો અસરકારક ઉપદેશ કરનારૂં આના જેવું બીજું પુસ્તક ભાગેજ મળશે. હિંમત, નીતિ, પવિત્રતા અને લક્ષ્મીની ગરજવાળાએ આ પુસ્તક અવશ્ય વાંચવું. ૧૫ હજાર પ્રતો ખપી ગઇ છે. મૂલ્ય રૂ. ૦–૪–૦ (પરોપકારાર્થે મફત વ્હેંચવા ઇચ્છનાર મહાશયને માટે ૧૦૦૦ પ્રતના રૂ. ૧૨૫) ગાયકવાડી કેળવણી ખાતાએ મંજુર કર્યું છે. ત્રણ આવૃત્તિ થઇ ગઈ છે.

(૨) **સતી દમયંતી અને ત્હેની વાતમાંથી લેવાની શીખામણો;**—સરકારી તેમજ ગાયકવાડી કેળવણી ખાતાએ ઇનામ લાયબ્રેરી માટે મંજુર કરેલા આ પુસ્તકની બીજી આવૃત્તિની થોડીજ નકલો શીલીક છે. મૂલ્ય ૦–૬–૦. દરેક સ્ત્રીએ ખાસ વાંચવા લાયક શૈલિ છે. નીતિ અને બુદ્ધિની કસોટી કરનારા પ્રશ્નો પણ ત્હેમાં આપેલા છે અને વચનામૃતો મ્હોટા અક્ષરે છાપેલા છે. સાથે દમયંતીનું સુંદર ચિત્ર પણ છે.

(૩) **સ્વરશાસ્ત્રઃ**—સઘળા કામમાં ફતેહ મેળવવા માટે જરૂરનું ગુપ્ત જ્ઞાન આમાં આપેલું છે. ઇડા, પિંગલા અને સુષુમ્ણા વગેરે નાડીઓનું વર્ણન અચ્છી રીતે આપ્યું છે. મૂલ્ય ૦–૪–૦.

(૪) **ધર્મતત્વ સંગ્રહઃ**—સત્ય. શીલ, મનોનિગ્રહ વગેરે ધર્મના પ્રકારોનું અચ્છું વિવેચન આ પુસ્તકમાં કરવામાં આવ્યું છે. મૂલ્ય ૦–૮–૦

(૫) **મધુમક્ષિકાઃ**—સ્ત્રી પુરૂષ સર્વને ઉપયોગી એવું આ પુસ્તક પ્રખ્યાત કવિ એડીસનની શૈલિમાં રચાયું છે. વિદ્વાનોએ ઉંચો મત દર્શાવ્યો છે. ૦–૪–૦

(૬) **નમીરાજઃ**—ગુઢ તત્વજ્ઞાનને રસીલી વાર્તાના રૂપમાં સમજાવનાર આ પુસ્તક હાથમાં લીધા પછી છોડવું ગમશે જ

નહિ. ગૃહસ્થાશ્રમ અને ત્યાગ બન્નેની ખુબીઓ એમાં ખુબીથી બતાવવામાં આવી છે. મૂલ્ય ૦-૮-૦. (હરકોઇ ધર્મવાળાને આમાં આનંદ અને રસ મળી શકશે.)

(૭) **સુદર્શન:**—જૈનોનો ઘરસંસાર અને ધર્મસ્થિતિ સુધારવા માટે આ પુસ્તક એક અચ્છા ગુરૂ તરીકે કામ કરે છે. હાલની સ્થિતિનો આબેહુબ ફોટોગ્રાફ આપીને સુધારવાની ખરી દિશા સૂચવે છે. વળી વાર્ત્તા અતિ રસીક છે. ભા. ૧ લાની કિંમત ૦-૪-૦. બીજો ભાગ છપાય છે હેના પણ ૦-૪-૦. હરકોઇ ધર્મવાળાને આમાંથી ઘણું જાણવાનું મળશે.

---

(૧) **પ્રાણીહિંસા અને પ્રાણી ખોરાક નિષેધક:**—એમાં હિંદુ, મુસલમાન, પારસી અને ખ્રીસ્તી ધર્મશાસ્ત્રોનાં પ્રમાણો ટાંકીને તથા વૈદક અને ડાક્ટરોના અભિપ્રાયો બતાવી આપીને અને કવિઓ તથા વિદ્વાનોના વિચારો જણાવીને માંસાહાર અને બીજાં કારણોથી થતી હિંસાનો નિષેધ કર્યો છે. આ વિષય ઉપર આવું સમ્પૂર્ણ પુસ્તક આજ સુધીમાં એક પણ થયું નથી. મૂલ્ય ૦-૫-૦ (મફત વહેંચવા ઇચ્છનારે ખાસ ભાવ પૂછાવવા.)

(૨) **ખરા સુખની કુંચીઓ:**- ૦-૬-૦.

(૩) **મહાત્મા કબીરજીનાં આધ્યાત્મીક પદો:**—એમાં કબીરજીનાં અતિ અસરકારક આધ્યાત્મી પદો, બાળક પણ સમજી શકે એવી રીતની ટીકા સાથે છાપ્યાં છે. ભાગ ૧ લો ૦-૪-૦; ભાગ ૨ જો ૦-૪-૦.

(૪) **સદુપદેશ માળા:**—નીતિના ૧૨ વિષયોપર ૧૨ અમૂલ્ય રસીલી ઉપદેશી વાર્ત્તાઓ. ૦-૮-૦.

(૫) **સદ્ગુણપ્રાપ્તિનો ઉપાય:**—ગુણાનુરાગ શીખવા ઇચ્છતા, દરેક ધર્મના મનુષ્યને માટે અમૂલ્ય. ૦-૬-૦.

**'જૈનસમાચાર' ઑફિસ, દાણાપીઠ—અમદાવાદ.**

# આપને જાણવા જોગ ચાર ચીજો.

(૧) " **ભારતબન્ધુ " પ્રિન્ટિંગ વર્ક્સ**:—આ છાપખાનામાં ગુજરાતી, શાસ્ત્રી, ઇંગ્લીશ વગેરે તમામ જાતનું કામ સુંદર અને શુદ્ધતાપૂર્વક છાપવામાં આવે છે. ભાવ મધ્યમસરના. તત્વનાં પુસ્તકોનાં પ્રુફ ' જૈનસમાચાર ' ના અધિપતિ પોતે તપાસે છે.

(૨) ' **સુવિચાર માળા**':—ના મણકા તરફિ ઉપદેશી ગ્રંથોનો ફેલાવો કરવાનું કામ ચાલે છે. દરેક ગ્રંથની ૯૦ ટકા જેટલી પ્રતો તો વિનામૂલ્યે જ ફેલાવવામાં આવે છે. જે કોઈ જ્ઞાનાભિલાષી સજ્જન આ કામમાં માત્ર ૩૫-૫૦ કે ૧૦૦ રૂપીઆ આપે છે તેમના નામથી એક પુસ્તકનો વિનામૂલ્ય પ્રચાર કરવામાં આવે છે. ( ખુટતી રકમ માટે વ્યવસ્થાપક પોતે ગોઠવણ કરી લે છે.)

(૩) " **જૈનસમાચાર** ":—દર વર્ષે ૧-૨ નહિ પણ ૧૨ પુસ્તકો ભેટ આપનારૂં, નિષ્પક્ષપાત લેખોથી ભરપુર આ અઠવાડીક પત્ર દર સોમવારે પ્રગટ થાય છે. પોસ્ટેજ સાથે વાર્ષિક મૂલ્ય રૂ. ૩); ભેટોનું પોસ્ટેજ જુદું. (આખા હિંદમાં કોઈ પણ રોજગારના જાહેરખબર ફેલાવવા માટે આ પેપર શ્રેષ્ટ સાધન છે; કારણ કે તે ગુજરાતી તેમજ હિંદી બે ભાષામાં છપાતું એકનું એક પત્ર છે.)

(૪) " **જૈનહિતેચ્છુ** ":—તત્વની બાબતોથી ભરપુર આ માસિક પત્ર ૧૩ વર્ષનું જુનું અને વખણાયલું છે. વાર્ષિક મૂલ્ય રૂ. ૧); પોસ્ટેજ ૦।-. દરસાલ ૧-૨ પુસ્તક ભેટ અપાય છે. જૈન સિવાયના પણ તત્વના શોખીન પુરૂષો આ માસિકના ગ્રાહક ખુશીથી થયા છે.

**પત્રવ્યવહાર:-મેનેજર, જૈનસમાચાર, દાણાપીઠ,-અમદાવાદ.**

# વિવિધ ગ્રંથમાળામાં

## જાહેર ખબર છાપવાના દર.

હાલ આ ગ્રંથમાળાનાં દર માસે ત્રેવીસસો પુસ્તકો નીકળે છે. સર્વને સુગમ થવા અર્થે જાહેર ખબરોના ભાવ મુદત પર ન ઠરાવતાં પુસ્તકોની સંખ્યા ઉપર ઠરાવ્યા છે તે નીચે પ્રમાણે છે.

| જાહેર ખબર કેટલાં પુસ્તકોમાં છપાશે. | એક પેજનો ભાવ રૂ. | અર્ધો પેજનો ભાવ રૂ. | પા પેજનો ભાવ રૂ. | ત્રણ લાઇનનો ભાવ રૂ. |
|---|---|---|---|---|
| ૨૫૦૦૦ | ૩૦ | ૧૮ | ૧૦ | ૬ |
| ૧૫૦૦૦ | ૨૦ | ૧૨ | ૭ | ૪ |
| ૧૦૦૦૦ | ૧૫ | ૯ | ૫ | ૩ |
| ૫૦૦૦ | ૧૦ | ૬ | ૩ | ૨ |
| ૨૦૦૦ | ૫ | ૩ | ૨ | ૧ |

**સૂચના:—**(૧) બસો ચારસો કમી જાસ્તી પ્રતમાં છપાશે તે બદલે કાંઈ વધઘટ થશે નહિ. (૨) એક પેજ રોયલ ૧૬ પેજી કદનું હોય છે જેમાં પાઈકા અથવા ઈંગ્લીશ ટાઇપની ૨૪ છાપેલી લાઇનો માઇ શકશે. દરેક લાઇન પોણાચાર ઇંચ લાંબી આવશે. (૩) પૈસા અગાઉથીજ લેવાશે. રૂ. ૧૫) થી વધુ થતા હશે તો બે કટકે પણ ચાલશે. (૪) જાહેર ખબર આપનારને આ ગ્રંથમાળાનાં પુસ્તકો જોઇએ તો તે બદલ પોતાને પસંદ હોય તે વર્ગનું મૂલ્ય જાહેર ખબરના મૂલ્ય સાથેજ મોકલવું જોઇએ. (૫) કોઇપણ જા. ખ. સ્વિકારવી કે નહિ તે વ્યવસ્થાપકની મરજીપર રહેશે. (૬) ગ્રંથમાળા સાથે પુસ્તક ૯૦ નાં હેન્ડબીલ વહેંચવા બદલ રૂ. ૧૨.)

**વ્યવસ્થાપક, સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય.**

**ઠે. હાથી બીલ્ડીંગ ભાંગવાડીને નાકે, કાલબાદેવી રોડ—મુંબઈ.**

# આ ખાતામાં મળતાં તૈયાર પુસ્તકો.

| | | | |
|---|---|---|---|
| આર્યધર્મનીતિ તથા ચાણાક્યનીતિસાર પાકું પૂઠું ... | ૦ | ૧૦ | ૦ |
| અબળાહિતદર્પણ પાકું પૂઠું રૂ ૦-૫-૦ કાચું પૂઠું.... | ૦ | ૨ | ૬ |
| શ્રીમદ્ ભાગવતનો એકાદશ સ્કંધ પાકું પૂઠું... ... | ૦ | ૬ | ૬ |
| શ્રીમદ્ ભાગવતનો દશમ સ્કંધ પાકું પૂઠું ... ... | ૦ | ૯ | ૦ |
| શ્રીમદ્ ભગવદ્ગીતા ગુ૦ અર્થ સાથે સોનેરી પૂઠું ... | ૦ | ૪ | ૦ |
| શ્રીયોગવાસિષ્ઠનાં વૈરાગ્ય મુમુક્ષુ પ્રકરણ પાકું પૂઠું ... | ૦ | ૭ | ૦ |
| શ્રીયોગવાસિષ્ઠનાં સ્થિતિ તથા ઉપશમ પ્રકરણ ભેગાં ... | ૧ | ૮ | ૦ |
| શ્રીયોગવાસિષ્ઠનું નિર્વાણ પ્રકરણ ... ... ... | ૩ | ૦ | ૦ |
| સદ્ગુણી બાળકો ... ... ... ... | ૦ | ૩ | ૦ |
| નશીબ ફેરવવાની કુંચી ... ... ... ... | ૦ | ૩ | ૬ |
| આર્યભિષક્ અથવા હિંદુસ્તાનનો વૈદરાજ ... ... | ૧ | ૮ | ૦ |
| આયુષ્ય વધારવાનો કીમિયો ( વૈદ્યક પુસ્તક ) ... | ૦ | ૫ | ૦ |
| સુબોધ રત્નમાળા છત્રીશી પૃષ્ટ ૭૨૦ પાકું પૂઠું (કવિતા) | ૦ | ૧૪ | ૦ |
| જેસંગ કાવ્ય પૃષ્ઠ ૯૦૦ પાકું પૂઠું ... ... | ૧ | ૨ | ૦ |
| જીવનસંધ્યા ( ઉત્તમ નોવેલ ) ... ... ... | ૦ | ૬ | ૦ |
| જીવનપ્રભાત ( ઉત્તમ નોવેલ ) ... ... ... | ૦ | ૬ | ૦ |
| મહાવીર ગારફિલ્ડ ... ... ... ... | ૦ | ૬ | ૦ |
| ક્ષાત્રપાળ પ્રતાપ ( કાવ્ય ) ... ... ... | ૦ | ૧ | ૬ |
| સંગીત નીતિવિનોદ ... ... ... ... | ૦ | ૩ | ૦ |
| કથાવિનોદ ... ... ... ... ... | ૦ | ૩ | ૦ |
| જાપાન ... ૦ ૪ ૦ અવતારનું અનુકરણ ... | ૦ | ૧ | ૪ |
| પૈસા કેમ કમાવા ? ... ... ... ... | ૦ | ૪ | ૦ |
| શ્રી ભગવાનની છબી ઉપદેશ સાથે લીલા રંગની નવી છે | ૦ | ૧ | ૦ |

**ઠેઠ-સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય-કાલબાદેવીરોડ-મુંબઇ.**

# "ગદ્યપદ્ય-સંગ્રહ."

## (માસિક પત્ર).

---

આ માસિક માટે ગુજરાતના માનનીય સાક્ષરોની કસાચલી કલમથી લખાએલા સુપ્રસિદ્ધ લેખોમાંથી તેના અભ્યાસકો દ્વારા ઉચ્ચતર ભાગો ચુંટી કઢાવવામાં આવે છે. જે બન્ધુઓને અવકાશ થોડો છે તેમને અને જિજ્ઞાસુ બન્ધુઓને આ માસિક ઉપયોગી વાંચન પૂરૂં પાડનારૂં થઈ પડશે, એવી આશા છે. આ માસિકનો હેતુ છેક ન્હાનાં ગામોમાં વાંચનનો શોખ ઉત્પન્ન કરવાનો તેમજ અલ્પ પ્રયાસે ઉપયોગી જ્ઞાન પૂરૂં પાડવાનોજ છે. વાર્ષિક લવાજમ ટપાલ ખર્ચ સાથે રૂ. ૧) છે. વર્ષની શરૂઆત કાર્તિક માસથી છે. ગ્રાહક થવા ઈચ્છનાર ગૃહસ્થોએ "**ગદ્યપદ્ય સંગ્રહ**" ના વ્યવસ્થાપકને **વડોદરા** "વત્સલ પ્રેસ" માં લખવું,

---

# "શિક્ષક."

## કેળવણીના વિષયોને ચર્ચતું માસિક પત્ર.

આ માસિક પત્રમાં કેળવણીની પ્રાચીન તેમજ અર્વાચીન ભારતીય તેમજ યુરોપીયન પદ્ધતિઓની બહુ સ્વતંત્રતાથી ચર્ચા ચલાવવામાં આવેછે. કોઈપણ રાજ્યનું આ પત્ર વાજીંત્ર નહિ હોવાથી સ્વતંત્રતાથી ચર્ચા ચલાવવામાં કોઈ પણ પ્રકારનો અંતરાય આવતો નથી, આવીરીતે ખાનગી સાહસથી અને સ્વતંત્રતાથી કેળવણીના વિષયોની ચર્ચા ઉપર જીવન ચલાવનારું ગુજરાતી ભાષામાં માત્ર આ એકલુંજ પત્ર છે. દેશીરાજ્યો અને બ્રિટિશરાજ્ય તરફથી તથા આર્યસમાજ આદિ મંડળો તરફથી આ પત્રને સારો આશ્રય મળતો જાય છે. દેશોદય મુખ્યત્વે કરીને બાળકોની કેળવણી ઉપર આધાર રાખે છે એમ જાણનારાએ અવશ્ય કરીને આવા સ્વતંત્ર પત્રને આશ્રય આપવા હાથ લંબાવવો એ દેશોદયના મૂળમાં પાણી સિંચવા બરાબરછે. આ હકીક્ત સુજ્ઞ જનોથી અજાણી ન હોય એટલે એવા જનો તરફથી આશ્રય મળશેજ એવી આશા છે. આથી વધારે પ્રાર્થના તંત્રી શી કરી શકે ?

જેમ જેમ આશ્રય વધારે મળતો જશે તેમ તેમ લવાજમ વધાર્યા વિના કદ વધતું જશે. હાલ ડેમી ચાર ફર્મામાં પ્રસિદ્ધ થાય છે. વાર્ષિક લવાજમ (ટપાલખર્ચ સાથે) રૂ.૧.

**નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ તંત્રી "શિક્ષક" મહેસાણા.**

## વૈદ્ય જટાશંકર લીલાધરકૃત.

# લોકપ્રિય પુસ્તકો.

| | રૂ. | આ. | પૈ. |
|---|---|---|---|
| **ઘર વૈદું**—Family Medicine—બીજી આવૃત્તિ વૈદ્ય વિદ્યાનો સંપૂર્ણ સરલ ગુજરાતી ગ્રંથ | ૩ | ૦ | ૦ |
| **યુવાવસ્થાનો શિક્ષક**—ત્રીજી આવૃત્તિ જુવાન સ્ત્રી પુરૂષોનો સાંસારિક ભોમીઓ .... | ૧ | ૦ | ૦ |
| **વાગ્ભટ્ટ સૂત્ર સ્થાન**—વૈદક શાસ્ત્રનાં આરોગ્ય સંબંધી પ્રાચીન સૂત્રો—નિયમો .... | ૧ | ૦ | ૦ |
| **ધાત્રીશિક્ષા**—બે વૉલ્યુમ—સુવાવડીની સારવાર વિષે પ્રશ્નોત્તરરૂપ અતિઉપયોગી પુસ્તક | ૧ | ૮ | ૦ |
| **સારી સંતતિ**—બે વૉલ્યુમ—નિરોગી, સુંદર તથા સદાચારી બાળકો કેમ ઉત્પન્ન કરવાં તે વિષે અપૂર્વ ગ્રંથ .... .... | ૧ | ૮ | ૦ |
| **રોગ નિવારણ નવીન વિદ્યા**—પાણીથી દરદો મટાડવા સંબંધી જળોપચાર શાસ્ત્ર. | ૦ | ૮ | ૦ |
| **આરોગ્ય વિદ્યા નિબંધમાળા**—બ્રહ્મચર્ય, બાળલગ્ન, આરોગ્ય રહેવાના ઉપાય, વાજીકર કલ્પતરૂ એ ચાર લોકપ્રિય નિબંધો .... | ૦ | ૧૦ | ૦ |
| **વૈદ્ય કલ્પતરૂ**—પંદર વર્ષથી પ્રગટ થતું, ઘણુંજ લોકપ્રિય વૈદક માસિક વાર્ષિક લવાજમ | ૧ | ૯ | ૦ |

**વૈદ્ય કલ્પતરૂ** સિવાય દરેક પુસ્તકનું પોષ્ટેજ જુદું સમજવું. આ બધાં પુસ્તકો વિષે એકે અવાજે વખાણ થયાં છે.

**ઠેકાણું—વૈદ્ય જટાશંકર લીલાધર—અમદાવાદ.**

# લુહાણા મિત્ર સ્ટીમ પ્રિન્ટિંગ પ્રેસ.

# વડોદરા.

આ પ્રેસમાં કામ સારૂં, સ્વચ્છ અને વખતસર તથા સસ્તા ભાવથી કરી આપવામાં આવે છે, સારા ટાઈપ અને સારી છાપની ખાત્રી આપવામાં આવેછે. ઓઇલ ઍન્જીનથી ચાલતું હોવાથી ધાર્યું કામ થાય છે. વધુમાટે ઉપરના શિરનામે લખો.

---

# લુહાણામિત્ર તથા લુહાણા હિત વર્ધક.

# વર્તમાન પત્ર.

લુહાણા કોમમાં વિદ્યા, કળા, વ્યાપાર, ઉદ્યોગ અને સાહિત્યના વિષયો ચર્ચાવનારૂં આ પેપર પહેલ વહેલુંજ છે. આજ સુધી તે માસિકના રૂપમાં બહાર પડતું હતું, પરંતુ ચાલુ સાલથી તે અઠવાડિક કરવામાં આવ્યું છે. ગુજરાત,કચ્છ, કાઠિયાવાડ,દક્ષિણ, બંગાળા, બર્મા, પંજાબ, અરબસ્તાન અને આફ્રિકા જેવા દેશોમાં એ ફેલાયલું છે, લવાજમ વર્ષ એકના રૂ. ૧–૪–૦ તથા પોષ્ટેજના રૂ. ૦–૧૨–૦ મળી રૂ. ૨–૦–૦. દેશાવરના ગ્રાહકો માટે ફકત ચાર શિલિંગ પોષ્ટેજ સાથે જાહેર ખબરો માટે ઉપરને નામે પત્ર વ્યવહાર રાખવો.

**મેનેજર અને માલિક.**

## " થીઓસોફીને લગતાં ગુજરાતી પુસ્તકો. "

| | રૂ. | આ. | પૈ. | | રૂ. | આ. | પૈ. |
|---|---|---|---|---|---|---|---|
| પુરાણી પ્રજ્ઞા કિંમત... | ૧ | ૪ | ૦ | હૃદયવાદ, ગુરુનાદ દરેકના... | ...૦ | ૪ | ૦ |
| મહાનમંદિરનો ચોક ... | ૦ | ૭ | ૦ | ગુપ્તજ્ઞાનસંહિતા | ...૦ | ૧૨ | ૦ |
| પુર્નર્જન્મ ... | ...૦ | ૪ | ૦ | થીઓસોફી નવી એડીશન | ૧ | ૦ | ૦ |
| મુમુક્ષુનો માર્ગ | ...૦ | ૬ | ૦ | રાજઋષિ... | ...૩ | ૦ | ૦ |
| ધર્મ અને હિંદુ ધર્મ... | ૦ | ૬ | ૦ | બ્રહ્મજ્ઞાન ભોમીઓ | ...૧ | ૮ | ૦ |
| કર્મ, જ્ઞાન ભક્તિ | ...૦ | ૫ | ૦ | યોગદર્શન અનુભવ | ...૨ | ૦ | ૦ |
| સમપર્ણું મનુષ્ય | ...૦ | ૫ | ૦ | સુબોધ પત્રિકા | ...૧ | ૪ | ૦ |
| અવતારો ... | ...૦ | ૫ | ૦ | શ્રીમદ્ ભગવદ્ ગીતા... | ૦ | ૬ | ૦ |
| કર્મ, દેવલોક (દરેકના).. | ૦ | ૪ | ૦ | વર્ણોપચાર વિદ્યા | ...૦ | ૬ | ૦ |
| આત્મા અને તેના કોષો | ૦ | ૪ | ૦ | એની બીસન્ટ જીવન ચરિત્ર... | ...૦ | ૧૨ | ૦ |
| વિચારશક્તિ | ...૦ | ૧૦ | ૦ | | | | |
| એનીબીસન્ટ વ્યાખ્યાનમાળા | ૪ | ૦ | | | | | |

**ઠેકાણું**—થીઓસોફીકલ બુકડીપો ૨૧, હોરનબી રોડ,—**મુંબઈ.**

---



**અમારા કારખાનામાં જે**

# રબર સ્ટૅંપ

તૈયાર થાય છે તેમાં ઉંચી જાતનો રબર અને સામાન વપરાતો હોવાથી તે ઘણા દિવસ સુધી જેવાને તેવા રહી કાગળ ઉપર ચોખા અક્ષરોથી છપાય છે. હલકો રબર અને સામાન વાપરી જે રબર સ્ટૅમ્પ બને છે તે બહુ ટુંક મુદતમાં ખરાબ થઈ તેનાથી કાગળ ઉપર છાપેલું નામ વંચાતું પણ નથી. માટે એક વખત અમારે ત્યાં રબર સ્ટૅમ્પ બનાવી પોતાની ખાત્રી કરી લેશો.

**પી. પી. રેળે અને કંપની**

**રબર સ્ટૅંપ મેકર્સ અને એન્ગ્રેવર્સ વિગેરે ૧૭૯ કાલબાદેવી મુંબઈ.**

# લોકપ્રિય વાર્તામાળા.

## યાને ડીટેકટીવ વાર્તાઓની સીરીઝ.

---

તૈયાર છેઃ—

વાર્તા પહેલી ડીટેકટીવ કૂતરો.

વાર્તા બીજી અઠંગ ઉઠાઉગીરો.

હવે પછી નીકળશેઃ—વાર્તા ત્રીજી.

## પોર્ટુગાલનો પદભ્રષ્ટ પાદશાહ.

**કાયમના** ગ્રાહકોને એક પછી એક પ્રસિદ્ધ થતી બાર વાર્તાઓ રૂ ૧) માં મળશે. ટપાલ ખર્ચ છ આના જુદું.

**છૂટક**—દરેક વાર્તાના બે આના પોષ્ટેજ અર્ધો આનો.

**ડાકટર. એમ. એમ. રાયજી. ઠે. સેતાનફળીયા**

**સુરત.**

---

શ્રી 'સત્યપ્રકાશ' પ્રીન્ટીંગ પ્રેસ-ઠે. રીચીરોડ—**અમદાવાદ.**

# હાલના દેવો.

" બંધુઓ ! સારાં પુસ્તકો એટલે શું ? એ તમે જાણો છો ? સારાં પુસ્તકોની કિંમત તમે સમજો છો ? ભાઈ, હજી આપણે એ નથી સમજતા; જો સમજતા હોઈએ તો આપણી દશા આવી ન હોય. મને તો લાગે છે કે જ્ઞાન એ આકાશ છે, અને પુસ્તકો એ તેમાં શોભી રહેલા ચળકતા તારાઓ છે. જ્ઞાન સમુદ્ર છે, અને પુસ્તકો તે એ સમુદ્રનો લાભ લઈ શકાય તેવાં વહાણો છે. જ્ઞાન એ સૂર્ય છે, અને આપણા ઘરમાં આવી શકે એવો તેનો પ્રકાશ તે પુસ્તકો છે. જ્ઞાન એ સોનાની ખાણ છે, અને પુસ્તકો તે તેમાંથી બનાવેલા આપણને બંધ બેસતા ... તેવા દાગીના છે. જ્ઞાન એ મ્હોટામાં મ્હોટી કિંમતી નોટો છે, અને પુસ્તકો તે આપણા રોજના ઉપયોગમાં આવી શકે એવા ચલણી સીક્કાઓ છે. જ્ઞાન એ વાયુ છે, અને પુસ્તકો તે એ વાયુને ખેંચી લાવી ઠંડક આપનાર પંખાઓ છે. જ્ઞાન એ અગ્નિ છે, અને પુસ્તકો તે એ અગ્નિમાંથી પ્રકટાવેલા દીવા છે. જ્ઞાન એ પૃથ્વી છે, અને પુસ્તકો તે આપણને રહેવા લાયક મકાનો છે. જ્ઞાન તે અનાજનો ભંડાર છે, અને પુસ્તકો તે રોટલા છે. જ્ઞાન તે મેઘ છે, અને પુસ્તકો તે આપણા ઘરમાં રહી શકે તેવાં પાણી ભરેલાં માટલાં છે; અને જ્ઞાન તે સર્વ શક્તિમાન પરમાત્મા છે, અને પુસ્તકો તે એનો રસ્તો દેખાડનાર પૂજનિય દેવો છે."

અ૦ સુ૦ પઢીયારકૃત " સાચું સ્વર્ગ " પૃષ્ઠ ૫૪૭

---

આ પુ ... માં " ધર્મ વિજય " પ્રેસમાં છાપ્યું છે.